# રસિક સ્તવનાવળી.

## ભાગ ૧—૨—૩

પ્રાતઃસ્મરણ, ભાવનાઓ, ચૈત્યવંદનો, સ્તવનો, થોયો,
સઝાયો, લાવણીઓ, ગુહુંળીઓ, વિગેરેને ગાવાનું
ગીતો, આરતીઓ, મંગળદીવો સહિત.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**શા. કેશવલાલ સવાઈભાઈ.**

સમશેર બહાદુરવાળા.

ઠેકાણું રીચીરોડની સડકપર—અમદાવાદ.

અમદાવાદમાં
શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. અમરતલાલ જેશીંગભાઈએ છાપ્યું.

આવૃત્તી ૧ લી. પ્રત ૩૦૦૦
સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કીંમત ચાર આના.

# રસિક સ્તવનાવળી.

## ભાગ ૧-૨-૩

પ્રાત:સ્મરણ, ભાવનાઓ, ચૈત્યવંદનો, સ્તવનો, થોયો,
સઝાયો, લાવણીઓ, ગુહુંળીઓ, બૈરાંને ગાવાનાં
ગીતો, આરતીઓ, મંગળદીવો સહિત.

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**શા. કેશવલાલ સવાઈભાઈ.**

સમશેર બહાદુરવાળા.

ઠેકાણું રીચીરોડની સડકપર—અમદાવાદ.

અમદાવાદમાં
શ્રી રત્નસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. અમરતલાલ જેશીંગભાઈએ છાપ્યું.

આવૃતી ૧ લી. પ્રત ૩૦૦૦

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કીંમત ચાર આના.

# ચોવીસ તિર્થંકરોનાં નામ, તથા માત પિતા લાંછન વિગેરેનાં નામનો કોઠો.

| નંબર. | તિર્થંકરોનાં નામ. | માતાનાં નામ. | પિતાનાં નામ. | લંછન. |
|---|---|---|---|---|
| ૧ | રીખવદેવ | મરૂદેવીમાતા | નાભિરાજા | રૂષભ |
| ૨ | અજીતનાથ | વિજયામાતા | જીતશત્રુરાજા | હાથી |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જીતારીરાજા | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થમાતા | સંવરરાજા | વાંદરો |
| ૫ | સુમતીનાથ | મંગલામાતા | મેઘરાજા | કૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભુ | સુસીમામાતા | શ્રીધરરાજા | રાતુકમળ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ટરાજા | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણામાતા | મહાશેનરાજા | ચંદ્રમા |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મછમંગર |
| ૧૦ | શિતળનાથ | નંદામાતા | દ્રઢરથરાજા | શ્રીવછ |
| ૧૧ | શ્રેયાંશનાથ | વિષ્નુમાતા | વિષ્નુરાજા | ખડગી |
| ૧૨ | વાસુપુજ્ય | જયામાતા | વસુપુજ્યરાજા | પાડો |
| ૧૩ | વિમળનાથ | શ્યામામાતા | સુતવર્મરાજા | સુઅર |
| ૧૪ | અનંતનાથ | સુયસામાતા | સિહાસનરાજા | સેંચાણો |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતામાતા | ભાનુરાજા | વજર |
| ૧૬ | શાંતીનાથ | અચિરામાતા | વીશ્વસેનરાજા | હરણ |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સુરરાજા | બોકડો |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શનરાજા | નંદાવ્રત |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવતીમાતા | કુંભરાજા | કળસ |
| ૨૦ | મુનીસુવ્રત | પદ્મામાતા | સુમિત્રરાજા | કાચબો |
| ૨૧ | નમીનાથ | વિપ્રામાતા | વીજયરાજા | નીલકમલ |
| ૨૨ | નેમનાથ | શિવાદેવીમાતા | સમુદ્રવિજય | શંખ |
| ૨૩ | પાર્શ્વનાથ | વામામાતા | અશ્વસેનરાજા | સર્પ |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ |

# રસિક સ્તવનાવળી.

## ભાગ ૧-૨-૩

### ભાગ ૧ લો.

**કાવ્યમ્.**

સરસ શાંતિ સુધારસ સાગરં, સુચિતરં ગુણ રત્ન મહાગરં;
ભવિક પંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જીનેશ્વરં.

---

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વ સાહૂણં, એસો પંચ નમુક્કારો, સવ્વ પાવપ્પણાસણો, મંગલાણં ચ સવ્વેસિં, પઢમં હવઇ મંગલં.

**શાર્દુલવિક્રિડિતવૃત્તમ્.**

બ્રાહ્મી ચંદનબાલિકા ભગવતી, રાજીમતી દ્રૌપદી ॥
કૌશલ્યા ચ મૃગાવતી ચ સુલસા, સીતા સુભદ્રા શિવા ॥
કુંતી શીલવતી નલસ્ય દયિતા, ચુલા પ્રભાવત્યપિ ॥
પદ્માવત્યપિ સુંદરી દિનમુખે, કુર્વંતુ વો મંગલમ્ ॥ ૧ ॥

સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણમ્ ॥
પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ શાસનમ્ ॥ ૨ ॥

## શ્રી અરિહંત સ્તુતિ.

### મોતીદામ છંદ.

તુંહી અરિહંત તુંહી ભગવંત, તુંહી જિનરાજ તુંહી જગસંત ॥ તુંહી જગનાથ તુંહી પ્રતિપાલ, તુંહી મનમોહન ગાંજિ દયાલ ॥ તુંહી ભવભંજન ભાવસ્વરૂપ, તુંહી અરિગંજન રંજનભૂપ ॥ તુંહી અવિનાશી તુંહી વિતરાગ, તુંહી મહારાજ તુંહી વડ ભાગ ॥ તુંહી ગુણગ્રામ તુંહી વિશરામ, તુંહી નવ નિધ તુંહી વડ નામ ॥ તુહી અઘનાશી તુંહી અવિનાશી, તુંહી મતિવંત તુંહી મનવાસ ॥ તુંહી ગુણકેવલરૂપ અનંત, તુંહી જગ તરણ તારણ સંત ॥ તુંહી જગધ્યાય તુંહી જગધ્યાન, તુંહી ચિદરૂપ તુંહી જગભાણ ॥ તુંહી શરણાગત રાખણહાર, તુંહી દુઃખ દોહગ ટાલણહાર ॥ ૫ ॥

## ગણધર સ્તવન.

એકાદશ ગણધરનાં નામ, પ્રહ ઉઠીને કરૂં પ્રણામ ॥ ઇંદ્રભૂતિ પહેલો તે જાણ, અગ્નિભૂતિ બીજો ગુણ ખાણ ॥ ॥ ૧ ॥ વાયુભૂતિ ત્રીજો જગસાર, ગણધર ચોથો વ્યક્ત ઉદાર ॥ શાસનપતિ સુધર્મા સાર, મંડિત નામે છઠ્ઠો ધાર ॥ ॥ ૨ ॥ મૌર્યપુત્ર તે સાતમો જેહ, અકંપિત અષ્ટમ ગુણ ગેહ ॥ મુનિવર માંહે જે પરધાન, અચલભ્રાત નવમો એ નામ ॥ ૩ ॥ નામથકી હોય કોડી કલ્યાણ, દશમો મેતારજ અવિરલ વાણ ॥ એકાદશમો પ્રભાસ કહેવાય, સુખસંપત્તિ

જસ નામે થાય ॥ ૪ ॥ ગાયા વીરતણા ગણધાર, ગુણમણિ રયણુતણા ભંડાર ॥ ઉત્તમવિજય ગુરૂનો શિષ્ય, રત્નવિજય વંદે નિશદિશ ॥ ૫ ॥ ઇતિ ॥

## પ્રભાતિયાં.

આવી રૂડી ભગતી મેં પહેલાં ન જાણી, પહેલાં ન જાણી રે પ્રભુ પહેલાં ન જાણી, સંસારની માયામાં મેં વલોવ્યું પાણી ॥ એ આંકણી ॥ કલ્પતરૂનાં ફુળ લાવીને, જે જિનવર પૂજે; કાળ અનાદિ કર્મ તે સંચિત, સત્તાથી ધ્રૂજે ॥ આવી૦ ॥ ૧ ॥ થાવર તિરિ નરયા ચઉએ દુગં, દુગ વિગલા લીજે; સાધારણ નવમે ગુણઠાણે, દૂર ભાગે કીજે ॥ આવી૦ ॥ ૨ ॥ કેવળ પામીને શિવગતિ ગામી, સોલે શીડાણે; ચરમ સમય દોએ માંહે સ્વામિ, અંતિમ ગુણઠાણે ॥ આવી૦ ॥ ૩ ॥ બાકી નામકરમની પયડી, તે સઘળી જાવે; અજર અમર નિષ્કલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે ॥ આવી૦ ॥ ૪ ॥ જે સિદ્ધ કેરી પડિમા પૂજે, તે સિદ્ધમયિ હોવે; નાહી ધોઈ નિર્મળ ચિત્તે, આરીસો જોવે ॥ આવી૦ ॥ ૫ ॥ કર્મગુડણ તપ કેરી પૂજા, ફળ તે નર પાવે; શ્રી શુભવીર સ્વરૂપ વિલોકી, શિવવહુ ઘર આવે ॥ આવી રૂડી ભગતી મેં પહેલાં ન જાણી ॥ ૬ ॥

---

પાસ સંખેશ્વરા સાર કર સેવકા, દેવ કાં એવડી વાર લાગે; કોડી કર જોડી દરબાર આગે ખડા, ઠાકુરા ચાકુરા માન માગે ॥ ૧ ॥ પ્રગટ થા પાસજી મેલી પડદા પરો,

મેહ અસુરાણને આપ છોરો; મુજ મહિરાણ મજુસમાં પેશીને, ખલકના નાથજી બંધ ખોલો ॥ ॥ જગતમાં દેવ જગદીશ તું જાગતો, એમ શું આજ જિનરાજ ઊંઘે; મોટા દાનેશ્વરી તેહને દાખીએ, દાન દે જેહ જગ કાળ મોંઘે ॥ ૩ ॥ ભીડ પડી જાદવા જોર લાગી જરા, તતક્ષિણ ત્રીકમે શુજ સંભાર્યો; પ્રગટ પાતાળથી પલકમાં તેં પ્રભુ, ભક્તિજન તેહનો ભય નિવાર્યો ॥ ૪ ॥ આદિ અનાદિ અરિહંત તું એક છે, દિનદયાળ છે કોણ દૂજો; ઉદયરતન કહે પ્રગટ પ્રભુ પાસજી, પામી ભયભંજનો એહ પૂજો ॥ ૫ ॥

ચાલોને પ્રિતમજી પ્યારા, શેત્રુંજે જઇએ. શેત્રુંજે જઇએ, ચાલોને પ્રિતમજી૦ એ આંકણી. શું સંસારે રહ્યા છો મોહી, દિન દિન તન છીજે; આઠ આભની છાયા સરખી, પોતાની કીજે. ચાલો૦ ૧ જે કરવું તે પેલાં કીજે, કાલે શી વાતો; અણચિંતવીઆં આવી પડશે, સબલાની લાતો ચાલો૦ ૨ ચતુરાઇશું ચિત્તમાં ચેતી, હાથે તે સાથે; મરણ તણાં નિરાણાં મોટાં, ગાજે છે માંથે. ચાલો૦ ૩ માતા મરૂદેવા નંદન નિરખી, ભવ સફળો કીજે; દાનવીજે સાહિબની સેવા, એ સબલી લીજે. ચાલો૦ ૪

પ્રભાતે પંખીડા બોલે, રજની થોડી; માતા મરૂદેવા કહે ઉઠો, પુત્ર આળસ મોડી. પ્રભાતે૦ ૧ દેવ દેવી તારૂં મુખ જોવાને, ઉભા સુર કોડી; વાટ જુવે વનિતા નગરીમાં, દિયો દરિશન દોડી. પ્રભાતે૦ ૨ સુર ઈંદ્ર સભામાં આવે, સુર લોક છોડી; નાટક કારણ કિન્નર આવે, દિગકુમરી દોડી

**પ્રભાતે૦ ૩ સુરજ તો સવારે ઉગે, તિમિર જાળને તોડી; અવસર જાણી ચંદ્ર ઉગ્યો છે, દીયો દરિશન દોડી. પ્રભાતે ૪ નાભિનંદનનો નાહલો નિહાળી, હરખે સુર કોડી; લક્ષ્મી ચંદ્ર શિષ્ય રામ પયંપે, વંદુ કર જોડી. પ્રભાતે૦ ૫**

શ્લોક.

મંગલં ભગવાન્ વીરો, મંગલં ગૌતમ પ્રભુ: ॥
મંગલં સ્થુલિભદ્રાદ્યા, જૈનોધર્મો ऽस्तु મંગલં ॥ ૧ ॥

## ભાવનાઓ.

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં;
દર્શનં શિવ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં.
પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ;
પ્રભુ દર્શનથી પામીએ, સકલ પદારથ સિદ્ધ.
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન.
ત્રિભુવન નાયક તું ઘણી, મહા મોહોટો મહારાજ,
મોહોટે પુન્યે પામીઓ, તુમ દર્શન હું આજ.
આજ મનોરથ સવી ફળ્યા, પ્રગટ્યા પુન્ય કલ્લોલ,
પાપ કરમ દૂરે ટળ્યાં, ભાગ્યાં દુઃખ ભંડોળ.
જીવડા જીનેવર પૂજીએ, પુજ્યાનાં ફળ હોય;
રાજ નમે પ્રજા નમે, આણુ ન લોપે કોય.
વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડીએ;
પાર્શ્વ જીનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ.
આભને વહાલી વીજળી, ધરતીને વહાલો મેહ;

રાજુલ વહાલા નેમજી, આપને વહાલો દેહ.
આખી જલેબી પાતળી, ખુણે બેશી ખાય;
દેવ ગુરૂની નિંદા કરે, તે સાતમી નરકે જાય.

દોહરા.

એક જંબુ જગ જાણિયે, બીજા નેમકુમાર ॥
ત્રીજા વયર વખાણિયે, ચોથા ગૌતમ સ્વામિ ॥ ૨ ॥

---

જગત્રયાધાર કૃપાવતારં, દુર્વાર સંસાર વિકાર વૈદ્યં;
શ્રીવિતરાગ ત્વયિ મુગ્ધભાવાત્, વિજ્ઞપ્રભો વિજ્ઞપયામિ કિંચિત.

---

દેખીરે અદ્‌ભૂત તાહરૂ રૂપ, અચરિજ ભવિકારૂપી પદ વરે;
તાહરી ગત તું જાણે હો દેવ; સમરણ ભજન તે વાચકજસ કહે.

---

સકલ કર્મ વારી, મોક્ષ માર્ગાધિકારી;
ત્રિભુવન ઉપગારી, કેવળજ્ઞાન ધારી. ૧
ભવિજન નિત્ય શેવો, દેવ તે ભક્તિ ભાવે;
ઈહજ જીન ભજંતાં, સર્વ સંપત્તિ આવે. ૨
જીનવર પદ શેવા, સર્વ સંપત્તિ દાઇ;
નિશિદિન સુખદાઇ, કલ્પવલ્લી સહાઈ. ૩
નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઇ;
ઋષભ જિનહ શેવા, સાધતાં તેહ પાઈ. ૪

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ ॥ તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વિતરાગ તું નિરમાઇ ॥ ૧ ॥ અનોપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નર નારી કે વૃંદા ॥ નમો નિરંજન ફણીપતી સેવિત, પાસ ગોડીચા સુર કંદા ॥ ॥ ૨ ॥ કાને કુંડલ શિર છત્ર બિરાજે, ચક્ષુ ટિકા નિરધારી ॥ અષ્ટ બીજોરૂં હાથ સોહે, તુમ પદ વંદે સહુ નર નારી ॥ ૩ ॥ અગ્નિ કાષ્ટસેં સર્પ નિકાલ્યા, મંત્ર સુનાયા બહુ ભારી ॥ પૂરવ જનમકા વૈર ખોલાવ્યા, જળ બરસાયા શિરધારી ॥ ૪ ॥ જળ આવી પ્રભુ નાકે અઢીઆં, આસન કંપ્યા નીરધારી ॥ નાગ નાગણી છત્ર ધરે છે, પૂરવ જનમકા ઉપકારી ॥ ૫ ॥ રૂપવિજય કહે સુણ મેરી લાવણી એસી શોભા બહુ સારી ॥ માતા પિતા બંધવ સહુ સાથે સંજમ લીધાં નિરધારી ॥ ૬ ॥

## જળ પૂજા.

સુગંધમે જળ વાસીને, જે પૂજે જિનરાય;
તસ ત્રિભુવન જશ વિસ્તરે, દુર્ગંધતા દૂર જાય.
મલિન વસ્તુ ઉજ્વળ કરે, એહ સ્વભાવ જળમાંય;
જળશું જિનવર પૂજતાં, કર્મ કલંક મિટ જાય.
તીર્થોદક કુંભે કરી, રત્ન પ્રમુખ શ્રીકાર;
અડ સહસ અડ જાતિના, અથવા કલશા ચાર.
આઠ જાતિ કલશે કરી, ન્હવરાવે જિનરાય;
તસ્સ ત્રિભુવન જશ વિસ્તરે, સુરપતી સેવે પાય.
જ્ઞાન કળશ ભરી આતમા, સમતા રસ ભરપૂર;
શ્રી જિનને ન્હવરાવતાં, કર્મ થાય ચકચૂર.

## ચંદન પૂજા.

કેસર ચંદન દ્રવ્યથી, ભાવથકી બહુ માન;
જિનવર અંગે ચરચતાં, પ્રગટે આતમ જ્ઞાન.
કેશર ચંદન ઘસી કરી, ભરી કચોળાં સાર;
જિનવર અંગે ચરચતાં, પાપ કરો પરિહાર.
બાવના ચંદન અતિ ભલું, કસ્તુરી બરાસ;
ઇણુ વિધ જિનવર સેવતાં, પામે લીલ વિલાસ.
કનક કચોલા ભરી કરી, સેવે જિનપતિ પાય;
દુઃખ દોહગ દૂરે ટળે, મનવાંછિત સુખ થાય.
તમ વસ્તુ શીતળ કરે, ચંદન શીતળ આપ;
ચંદનરસે જિન પૂજતાં, મટે મોહ સંતાપ.
પુજાને પ્રણામ હો, કરો ચંદનકી રીત;
શીતળ ને સુગંધતા, જેણુ ભાજે ભવભીત.

## નવ અંગ પુજાના દુહા.

જળ ભરી સંપૂટ પત્રમાં, જુગલીક નર પૂજંત;
રિખવ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧
જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનું નરેસ. ૨
લોકાંતિક વચને કરી, વરસ્યા વરશીદાન;
કરકાંડે પ્રભુ પૂજતાં, પૂજો ભવિ બહુ માન. ૩
માન ગયો દોય હંસથી, દેખી વીર્ય અનંત;
ભુજાબળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

સિદ્ધસિલ્લા ગુણ ઉજળી, લોકંતે ભગવંત,
વશીયા તેણુ કારણ ભવિ, શિર શિખા પૂજંત. ૫
તિર્થંકરપદ પુન્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાળ તિલક જયવંત. ૬
સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ;
મધુરધ્વની સુરનર સુણે, તાણુ ગળે તિલક અમૂલ. ૭
હ્રદય કમળ ઉપસમ બળે, બાળ્યા રાગને રોષ;
હિમ દહે વનખંડને, હ્રદય તીલક સંતોષ. ૮
રત્ન ત્રઇ ગુણ ઉજળી, સકલ સુગુણ વીશરામ;
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯
ઉપદેશક નવ તત્વના, તિણે નવ અંગ જિણંદ;
પૂજો બહુ વિધ રાગશું, કહે શુભવીર મુણિંદ. ૧૦

ધુપ પુજા.

પાવક આડે સુગંધકું, ધુપ કહાવત સોય;
ઉખેવત ધુપ જિણંદકું, કર્મ દહન સબ હોય.
ધુપ ઉખેવત જેહ જન, પ્રભુ આગળ બહુ માન;
દુર્ગંધતા દૂરે ટળે, પામે અમર વિમાન.
હુતાસનસેં કાષ્ટ જયું, તેમ ધ્યાનાનળ કર્મ;
તેણુ મિસે ધુપ પુજા કરે, જેમ પામે શિવશર્મ.

પુષ્પ પુજા.

પ્રણીધાને સદ્‌ગતી હોવે, પુજાએ કેમ નવિ હોય;
સુમનશ ભાવે દુર્ગંધતા, પુજા પંચાશક જોય.
શતપત્રી વર મોગરો, ચંપક જાઇ ગુલાબ;
કેતકી ડમરો બોલસીરી, પુજો ભરીને છાબ

# ચૈત્યવંદન કરવાની વિધિ.

(પ્રથમ) ઇચ્છામિ ખમાસમણો, વંદિઉ જાવણિજ્જાએ; નિસિહિઆએ, મથ્થેણ વંદામિ. ૧ (પછી)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવાન્ ચૈત્યવંદન કરૂં.

(એમ કહી ચૈત્યવંદન કરવું.) (પછી)

જંકિંચિ નામતિથ્થં, સગ્ગે પાયાલિ માણુસેલોએ; જાઇ જિણબિંબાઇ, તાઇ સવાઇ વંદામિ ૧

## અથ નમુથ્થુણં.

નમુથ્થુણં અરિહંતાણં ભગવંતાણં આઇગરાણં તિથ્થયરાણં સયંસંબુદ્ધાણં, પુરિસુત્તમાણં, પુરિસસીહાણં, પુરિસવરપુંડરિઆણં, પુરિસવરગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિઆણં, લોગપઇવાણં, લોગપજ્જોઅગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણ દયાણં, બોહિદયાણં, ધમ્મદયાણં, ધમ્મદેસિયાણં, ધમ્મ નાયગાણં, ધમ્મસારહીણં, ધમ્મવરચાઉરંત, ચક્કવટ્ટીણં, અપ્પડિહયવરનાણં, દંસણધરાણં, વિઅટ્ટછઉમાણં, જિણાણં, જાવયાણં, તિન્નાણં તારયાણં, બુદ્ધાણં બોહીયાણં, મુત્તાણં મોઅગાણં, સવ્વન્નુણં સવ્વદરિસિણં, સિવ મચલ મરૂઅ મણંત, મખ્ખય, મવ્વાબાહ મપુણરાવિત્તિ સિદ્ધિ ગઇ, નામ ધેયં ઠાણં સંપત્તાણં નમોજિણાણં જિયભયાણં જેઅઅઇઆસિદ્ધા જેઅભવિસ્સંતિણા ગએ કાલે, સંપઇઅ વટ્ટમાણા, સવ્વેતિવિહેણવંદામિ.

## જાવંતિ ચેઇઆએ.

જાવંતિ ચેઇઆએ ઉડ્ઢેઅ અહેઅ તિરિઅ લોએઅ સવ્વાઇંતાઇંવંદે ઇહસંતો તત્થસંતાઇં. ૧

(પછી ખમાસમણ દેઇ)

જાવંત કેવિસાહુ ભરહેરવય મહાવિદેહેઅ સવ્વેસિં તેસિંપણુઓ તિવિહેણ તિદંડ વિરયાણં. ૨

નમોઽર્હત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ

(એટલું કહ્યા પછી સ્તવન કહેવું. પછી હાથ જોડીને)

## જયવીઅરાય.

જયવીઅરાય જગગુરૂ, હોઉ મમં તુહ પભાવઓ, ભયવં ભવ નિવ્વેઓ, મગ્ગાણુસારિઆ ઇઠ્ઠ ફલ સિદ્ધિ, લોગવિરૂદ્ધચ્ચાઓ ગુરૂજણપુઆ પરથ્થકરણંચ સુહગુરૂ જોગો તવ્વયણ સેવણા આભવમખંડા, વારિજ્જઇજઇ વિ-નિઆણબંધણં વીઅરાય તુહસમએ તહવિ મમ હુજ્જ સેવા ભવેભવે તુમ્હ ચલણાણં દુખ્ખખ્ખઓ કમ્મખ્ખઓ સમાહિ મરણંચ બોહિલાભોઅ સંપજ્જઉ મહ એઅંતુહ નાહ પણામ કરણેણં સર્વ મંગલ માંગલ્યં, સર્વ કલ્યાણ કારણં, પ્રધાનં સર્વ ધર્માણાં, જૈનં જયતિ સાસનં.

(પછી ઉભા થઇને.)

## અરિહંત ચેઈઆણં.

અરિહંતચેઈઆણં કરેમિકાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ પુઅણવત્તિઆએ સક્કારવત્તિઆએ સમ્માણવત્તિઆએ બો-

હિસાભવત્તિઆએ નિરૂવસગ્ગવત્તિઆએ સદ્ધાએ મેહાએ ધી ઈએ ધારણાએ અણુપ્પેહાએ વઢ્ઢમાણીએ ઠામિકાઉસ્સગ્ગં.

અન્નથ્થ ઉસસીએણું.

અન્નથ્થઉસસિએણં નીસસિએણં ખાસિએણં છીએણં જંભાઇએણં ઉડ્ડુએણં વાયનિસગ્ગેણં ભમલિએ, પિત્તમુચ્છાએ, સુહુમેહિં અંગસંચાલેહિં, સુહુમેહિં ખેલસંચાલેહિં, સુહુમેહિં દિઠ્ઠિસંચાલેહિં એવમાઇએહિં આગારેહિં અભગ્ગો અવિરાહિઓ હુજ્જમે કાઉસ્સગ્ગો, જાવ અરિહંતાણં, ભગવંતાણં, નમુક્કારેણ નપારેમિ તાવકાયં, ઠાણેણં, મોણેણં, ઝાણેણં, અપ્પાણં વોસિરામિ.

(પછી એક નવકારનો કાઉસ્સગ્ગ પાળીને થાય કહેવી.)

( પછી ખમાસમણ દેવું. )

ચૈત્યવંદન કરવાની વિધિ સમાપ્ત.

# ચૈત્યવંદનો.

સકળકુશળ વલ્લી પુષ્કરાવર્ત મેઘો, દુરિત તિમિર ભાનુ કલ્પવૃક્ષોપમાનુ; ભવજલ નિધિપોત, સર્વ સંપત્તિ હેતુ; સંભવતુ સતતંત: શ્રેયસે શાંતિનાથ, શ્રેયસે પાર્શ્વનાથ.

જય જય શ્રી જીનરાજ આજ, મળીયો મુજ સ્વામી;
અવિનાશી અવિકાર સાર, જગ અંતરજામી.
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન વિભુ, શિવ લીલા પામી.
સિદ્ધ બુદ્ધ તુજ વંદતાં, સકલ સિદ્ધ વરબુદ્ધ;

રમો પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ શુદ્ધ.
કાળ બહુ થાવર રહ્યા, ભમીયો ભવમાંહી;
વિગળેંદ્રી એળે ગયો, થીરતા નહીં કાંઈ.
ફરી પંચેંદ્રી દેહમાં, વળી કરમે હું આવ્યો;
ફરી કુકર્મે નરકે ગયો, દરશન નવિ પાયો.
એમ અનંતા કાળ ફરી, પામ્યો નર અવતાર;
હવે ભવતારણ તું મળ્યો, ભવજળ પાર ઉતાર.

## સિદ્ધાચળનાં ચૈત્યવંદનો.

વિમળ કેવળજ્ઞાન કમળા, કલીત ત્રિભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણ પંકજ, નમો આદિ જીનેશ્વરં. ૧
વિમળ ગિરિવર શ્રૃંગ મંડણ, પ્રવર ગુણ ગણ ભુધરં;
સુર અસુર કિન્નર કોડિ સેવીત, નમો આદિ જીનેશ્વરં. ૨
કરતી નાટક કીન્નરી ગણ, ગાય જીન ગુણ મનહરં;
નિર્જરાવળી નમે અહોનિશ, નમો આદિ જીનેશ્વરં. ૩
પુંડરિક ગણપતિ સિદ્ધિ સાધી, કોડિ પણ મુનિ મનહરં;
શ્રી વિમળ ગિરિવર શ્રૃંગ સિદ્ધા, નમો આદિ જીનેશ્વરં. ૪
નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિ અનંત એ ગિરિવરં;
મુગતિરમણી વર્યા રંગે, નમો આદિ જીનેશ્વરં. ૫
પાતાલ નર સુરલોક માંહી, વિમળ ગિરિવર તો પરં;
નહીં અધિક તિરથ તિરથપતિ કહે, નમો આદિ જીનેશ્વરં. ૬
એમ વિમળ ગિરિવર શિખર મંડણ, દુઃખ વિહંડણ ધ્યાઇએ;
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થે, પરમ જ્યોતિને પાઇએ. ૭
જીત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદસ્થિત જયકરં;
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકરં. ૮

શ્રી શેત્રુંજય સિદ્ધ ક્ષેત્ર, દીઠે દુરગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એ ઠામ, સકળ તિરથનો રાય;
પૂર્વ નવાણું રિખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સોહામણો, કવીડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

---

આજ દેવ અરિહંત નમું, સમરૂં તોરૂં નામ;
જ્યાં જ્યાં પ્રતિમા જીનતણી, ત્યાં ત્યાં કરૂં પ્રણામ. ૧
શેત્રુંજે શ્રી આદિદેવ, નેમ નમું ગિરનાર;
તારંગે શ્રી અજીતનાથ, આબુ રિખવ જુહાર. ૨
અષ્ટાપદ ગિરિ ઉપરે, જિન ચોવીશી જોડ;
મણિમય મુરત માનશું, ભરતે ભરાવી સોય. ૩
સમેતશિખર તિરથ વ'।, જ્યાં વિશે જિન પાય;
વૈભાર ગિરિવર ઉપરે, વીર જિનેશ્વર રાય. ૪
માંડવઘડનો રાજીયો, નામે દેવ સુપાસ;
રિખવ કહે જિન સમરતાં, પહોચે મનની આશ. ૫

## શ્રી સીમંદિરસ્વામીનાં ચૈત્યવંદનો.

શ્રી સીમંદીર વિતરાગ, ત્રીભુવન તુમે ઉપગારી;
શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સતકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછને બિરાજમાન, વંદે નર નારી. ૨
ધનુષ પાંચશેં દેહડી એ, સોહીએ સોવનવાન;
કિરતીવિજય ઉવઝાયનો, વિનય ધરે તુમ ધ્યાન. ૩

શ્રી શ્રી મંદીર જગધણી, આ ભરતે આવો;
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકળ ભક્ત તુમે ધણીએ, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહીં મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરીએ, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, શિવ રમણી વરશું. ૩
એ અળગો મુજને ઘણોએ, પુરો શ્રી મંદીર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો ગુણ ગેહ. ૪

## શ્રી આદિનાથજિન ચૈત્યવંદન.

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલ મંડણો, મરૂદેવા માય. ૧
પાંચશેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ;
ચોરાશી લખ્ખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂએ, ઉત્તમ ગુણ મણિ ખાણ;
તસ પદ પદ્મ સેવન થકી, લહિએ અવિચળ ઠાણ. ૩

## શ્રી શાંતિનાથજિન ચૈત્યવંદન.

શાંતિ જિનેશ્વર સોલમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન કુળ નભમણિ, ભવિજન સુખ કંદો. ૧
મૃગલંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હસ્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ. ૨
ચાલીશ ધનુષની દેહડીએ, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

## શ્રી પાર્શ્વનાથજિન ચૈત્યવંદન.

આશા પૂરે પ્રભુ પાર્શ્વજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમીયો, અહી લંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખકર, નવ હાથની કાયા
કાશી દેશ વણારસી, પુણ્યે પ્રભુ આયા. ૨
એકસો વરસનું આઉખું એ, પાળી પાર્શ્વ કુમાર;
પદ્મ કહે મુક્તે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

## શ્રી મહાવીરજિન ચૈત્યવંદન.

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિસલાનો જાયો;
ક્ષત્રિકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા;
બહોત્તેર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાયા. ૨
ખિમાવિજય જિનરાયનો એ, ઉતમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યો, પદ્મવિજય વિખ્યાત. ૩

---

પદ્મ પ્રભુને વાસુપુજ્ય, દોય રાતા કહીએ;
ચંદ્રપ્રભુને સુવિધિનાથ, દો ઉજવળ લહીએ. ૧
મલ્લીનાથને પારશ્વનાથ, દો નિલા નિરખા;
મુનિસુવ્રતને નેમનાથ, દો અંજન સરિખા. ૨
સોળે જિન કંચન સમાએ, એહવા જિન ચોવીસ;
ધિરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમળ કહે શિશ. ૩

# શ્રી સિદ્ધાચળનાં સ્તવનો.

## દોહરા.

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સામો જેહ;
રિખવ કહે ભવ કોડનાં, કર્મ ખપાવે તેહ, ૧
શેત્રુંજા સમો તિરથ નહીં, રિખવ સમો નહીં દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહીં, વળી વળી વંદુ તેહ. ૨
સિદ્ધાચળ સમરૂ સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જનમ પામી કરી, વંદુ વાર હજાર ૩
સોરઠ દેશમાં સંચર્યો, ન ચડયો ગઢ ગિરનાર;
શેત્રુંજીનદી નાહ્યો નહીં, તેનો એળે ગયો અવતાર. ૪
સેત્રુંજી નદીમાં નાહને, મુખ બાંધી મુખકોશ;
દેવ જુગાધીશ પૂજીએ, આણી મન સંતોષ. ૫
જગમાં તિરથ દો વડા, શેત્રુંજો ગિરનાર;
એક ગઢ રિખવ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬
સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, મુનિવર અનંતિ કોડ;
જ્યાં મુનિવર મુગતે ગયા, વંદું બે કર જોડ. ૭
શેત્રુંજય ગિરિ મંડણો, મારૂદેવીનો નંદ;
જુગલાધર્મ નિવારકો, નમો યુગાદિ જીણંદ. ૮

## સ્તવન ૨ જું.

આંખડીએ રે મેં આજ શેત્રુંજો દીઠો રે, સવાલાખ ટકાનો દહાડો રે; લાગે મને મીઠો રે. સફળ થયો રે મારા મનનો ઉમાહ્યો, વાહ્લા મારા ભવનો સંશય ભાગ્યો રે; નરક

ત્રિજંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે. શેત્રુંજો દીઠો રે. એ આંકણી. માનવ ભવનો લાહો લીજે, વાલા મારા દેહડી પાવન કીજે રે; સોના રૂપાને ફુલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે. શેત્રુંજો૦ ૨ દુધડે પખાળી ને કેસર ઘોળી, વાલા મારા શ્રી આદેશ્વર પૂજ્યા રે; શ્રી સિદ્ધાચળ નયણે જોતાં, પાપ મેવાશી ધ્રુજ્યા રે. શેત્રુંજો૦ ૩ શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે, વાલા મારા વીરજિણંદ એમ બોલે રે; ત્રણભુવનમાં તિરથ મોટું, નહીં કોઈ શેત્રુંજા તોલે રે. શેત્રુંજો૦ ૪ ઈંદ્ર સરિખા એ તિરથની, વાલા મારા ચાકરી ચિત્તમાં ચાહે રે; કાયાની કાયરતા કાઢી, સૂરજકુંડમાં નાહ્યા રે. શેત્રુંજો૦ ૫ કાંકરે કાંકરે શ્રી સિદ્ધખેત્રે, વાલા મારા શાધુ અનંતા સિધ્યા રે; તે માટે એ તિરથ મહોટું, ઉદ્ધાર અનંતા કીધા રે. શેત્રુંજો૦ ૬ નાભિરાયા સુત નજરે જોતાં, વાલા મારા મેહ અમીરસ વુટ્યા રે; ઉદયરતન કહે આજ મારે પોતે, શ્રી આદેસર તુટ્યા રે. શેત્રુંજો દીઠો રે. ૭

## સ્તવન ૩ જું.

મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધાચળે રે, મારૂં મન મોહ્યું રે શ્રી વિમલાચળે રે. દેખીને હરખિત હોય, વિધિસ્યું કીજે રે જાત્રા એહની રે, ભવ ભવનાં દુઃખ જાય. મારૂં૦ ૧ પંચમે આરે રે પાવન કારણે રે, એ સમો તિરથ ન કોય; મોટો મહીમા રે જગમાં એહનો રે, આ ભરતે અહીંયાં જોય. મારૂં૦ ૨ એ ગિરિ આવ્યા રે જિનવર ગણધરા રે,

સિદ્ધ્યા સાધુ અનંત; કઠણ કરમ પણ એ ગિરિ ફરસતાં રે, હોવે કરમની શાંત. મારૂં૦ ૩ જૈનધર્મ તે સાચો જાણીનેરે માનવ તિરથ એ સ્તંભ; સુરીનર કીન્નર નૃપ વિદ્યાધરા રે, કરતા નાટા હો રંગ. મારૂં૦ ૪ ધન ધન દહાડોરે, ધન વેળા ઘડી રે, ધરીએ હ્રદય મોઝાર; જ્ઞાનવિમળસૂરિ ગુણ એહના ઘણા રે, કહેતાં ન આવે રે પાર. મારૂં૦ ૫

## સ્તવન ૪ થું.

શેલુગર તું શીદને આવ્યો.—એ દેશી.

આવો ગિરિ સિદ્ધાચળ જઇએ, પાપ હરી નિરમળ થઇએ;
કુમતિ કદાગર તજીએ, આવો ગિરિ સિદ્ધાચળ જઇએ. ૧
તારણ તિરથ દો કહીએ, થાવર જંગમને લહીએ;
લોકોત્તરને નિત ભજીએ. આવો૦ ૨
પરમપદ અલવાણ પચ ચરીએ, પુન્ય ઘણું લાભે ભરીએ;
સિદ્ધ અનંતા કાંકરીએ. આવો૦ ૩
સોના રૂપાને ફુલે, મુગતાફળ અમુલખ મૂલે;
પૂજીને નામ નહીં ભુલે. આવો૦ ૪
ચડીએ ગિરિવર અનુક્રમે, અંતર ધ્યાન રશે રમીએ;
મારૂદેવા નંદને નમીએ. આવો૦ ૫
રાયણ હેઠળ જિનરાયા, પૂરવનવાણું ઇહાં આયા;
લળી લળી તસ પ્રણમું પાયા. આવો૦ ૬
સૂરજકુંડમાં જળે નાહાસ્યું, પેરણ ખીરોદક આણું;
આંગી રચી જિન ગુણ ગાસ્યું. આવો૦ ૭
તિરથ દરશને ફરીએ, જોગ ઉપાધી દૂરે કરીએ;

લાભ અનંતા એણુ ગેરિએ.          આવો૦ ૮
ગામ બગોદરેથી આવે, સંઘવી સંઘવણ મન ભાવે;
જિનગુણ માળા કંઠે ઠાવે.          આવો૦ ૯
ઓગણીસેં બીલોતેર વરસે, ઉજ્વલ પોષની છઠ દીવસે;
જિનવર ભેટી મન ઉલસે.          આવો૦ ૧૦
દેવકી નંદન અનુસરીએ, ઉલખાઝાળે જળ ભરીએ;
સિદ્ધસિલા કાઉસ્સગ્ગ ધરીએ.          આવો૦ ૧૧
ભાવે ડુંગર ચિત્ત લાયા, શીદ્ધવડની શિતળ છાયા;
જાણું માવડલી માયા.          આવો૦ ૧૨
વિમળાચળ ફરશે પ્રાણી, જીવ ભવિક હોવે નાણી;
રિખવ કહે વરે શીવરાણી.          આવો૦ ૧૩

## સ્તવન ૫ મું.

વિમળાચળ વિમળા પ્રાણી, શિતળ તરૂ છાયા ઠરાણી;
રસ વેધક કંચન ખાણી, કહે ઈંદ્ર સુણો ઈંદ્રાણી.
સનેહી સંત એ ગેરિ સેવો, ચૌદખેત્રમાં તિર્થ નહીં એવો. સ૦
ખત્રી પાળી ઉલસીએ, છઠ્ઠ અઠ્ઠમ કાયા કશીએ;
મોહમલ્લના સામા ધશીએ, વિમળાચળ વેગે વશીએ.સ૦સં૦
અન્ય થાનક કર્મ જે કરીએ, તે હીમગેરિ હેઠા હરીએ;
પાછળ પ્રદક્ષિણા ફરીએ, ભવજળથી હેલા તરીએ. સ૦સં૦
શિવમંદિર ચડવા કાજે, સો પાનની પાંતી બિરાજે;
ચડતાં સમકીર્તિ છાજે, દુર ભવિઆં અભવ્યતો લાજે. સ૦સં૦
પાંડવ પમુહા જોઈ કેઈ સંતા, આદિશ્વર ધ્યાન ધરંતા;
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચળ સિદ્ધ અનંતા. સ૦સં૦

ખટ માસી ધ્યાન ધરાવે, શુકરાજાનું રાજ તે પાવે;
અરિહંતર શત્રુ હરાવે, શેત્રુંજો નામ ધરાવે. સ૦સં૦
પ્રાણી ધ્યાને ભજો ગેરિ જાચો, તિર્થંકર નામ નહીં કાચો;
મોહરાયને લાગે તમાચો, શુભવીર વિમળગિરિ સાચો.
સનેહી સંતએ ગેરિ સેવો, ચૌદક્ષેત્રમાં તિરથ નહીં એવો. સ૦

## સ્તવન ૬ ઠું.

આવો સખી સિદ્ધાચળ જઇયે, ગેરિવર ભેટી સુખ લહીએ;
જો જિનઆણા શું રહીએ, આવો સખી સિદ્ધાચળ જઇએ.૧
સિદ્ધ અનંતાનો ઠામ, એહવી જિનવરની વાણ;
જાણે આગમના જાણ. આવો સખી૦ ૨
એ ગેરિના ગુણ કહું કેતા, પાર ન પામે કેવળી લેતા;
ક્રોડ પૂરવ દેશના દેતા. આવો શખી૦ ૩
સંઘવી પ્રેમાશા આવે, રાજનગરનો સંઘ લાવે;
જાત્રા નવાણું કરે ભાવે. આવો સખી૦ ૪
જાત્રા નવાણું કરો ભાવે, એહવો અવસર ફરી નાવે;
આતમ શિવપુરમાં જાવે. આવો સખી૦ ૫
જાત્રાની હુંશો છે ભારી, લાગી અનુભવની ટાળી;
ગેરિવર દરિસન બલિહારી. આવો સખી૦ ૬
અઢારસે શત્યાશી વરસે, ગેરિ ગુણ ગાયા મન હરખે,
મણિઉદ્યોત ગેરિ ગુણ ગણશે. આવો સખી૦ ૭

## સ્તવન ૭ મું.

સિદ્ધાચળગેરિ ભેટયારે, ધન્ય ભાગ્ય અમારાં. એ આંકણી.
એ ગિરિવરનો મહિમા મોટો, કહેતાં ન આવે પાર;

રાયણ રિખભ સમોસર્યા સ્વામી, પૂરવ નવાણું વારારે.ધ૦૧
મુળનાયક શ્રી આદિ જિનેશ્વર, ચોમુખ પ્રતિમા ચારા;
અષ્ટ દ્રવ્યશું પૂજો ભાવે, સમકિત મૂલ આધારા રે. ધ૦ ૨
ભાવ ભગતિશું પ્રભુ ગુણ ગાતાં, અપના જનમ સુધારા;
જાત્રા કરી ભવિજન શુભભાવે, નરગતિ દુર્ગતિ વારારે.ધ૦૩
દૂર દેશાંતરથી હું આવ્યો, શ્રવણે સુણી ગુણ તોરા;
પતીત ઉદ્ધારોને બિરૂદ તુમારો, એ તિરથ જગસારારે. ધ૦૪
અઢારસેં ત્યાસી માસ અષાડો, વદ આઠમ ભોમવારા;
પ્રભુકે ચર્ણ પસાયથી સંઘમાં, ખેમારતન પ્રભુ પ્યારારે.ધ૦૫

## સ્તવન ૮ મું.

ડુંગર પ્યારો મેં તો મોતીડે વધાવું રે (૨) ડુંગર ફ-રસીત પાપ મીટત હે, ગીરીવર નીરખત આનંદ થાઉં રે. ડુંગર૦ કાંકરે કાંકરે સિદ્ધા અનંતા, આદિનાથ તણા ગુણ ગાઉં રે. ડુંગર૦ સૂરજકુંડમાં નાહિ નિર્મળ થઇએ રે; કરી પૂજાને આંગી રચાવું રે. ડુંગર૦ હાથીની પોળમાં અરિ-હંતજીને દેહરે રે, ધરી નેવેદને ભાવના ભાવું રે. ડુંગર૦ નથુ કલ્યાણ કવી દીપનો શ્રાવક, કહે શ્રદ્ધાથી સમકીત પાઉં રે. ડુંગર૦

## સ્તવન ૯ મું.

કુંઅર ગભારો નજરે દેખતાંજી.—એ દેશી.

સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડળ ગયાં દુર રે; મોહન મરૂદેવીનો લાડણોજી, દીઠો મીઠો આનંદ પૂર રે. સમકિત૦ આયુ વરજીત સાતે કરમનીજી, સાગર કોડા

કોડી હીણુ રે; સ્થિતિ પઢમ કરણે કરીજી, વીર્ય અપૂરવ મોઘર લીધ રે. સમકિત૮ ભુંગળ ભાગી આદ્ય કષાયની- જી, મિથ્યાત મોહની સાંકળ સાથ રે; બાર ઉઘાડયાં સમ સંવેગનાંજી, અનુભવ ભવને બેઠા નાથ રે. સમકિત૦ તો- રણ બાંધ્યું જીવદયાતણુંજી, સાથીઓ પૂર્યો સરધારૂપ રે; ધુપ ઘટી પ્રભુ ગુણ અનુમોદનાજી, ધીગુણ મંગળ આઠ અનૂપ રે. સમકિત૦ સંવર પાણી અંગ પખાલણેજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે; આતમગુણ રૂપી મૃગમદ મહમહેજી, પં- ચાચાર કુસુમ પ્રધાન રે. સમકિત૦ ભાવપૂજાએ પાવન આ તમાજી; પૂજો પરમેશ્વર પુન્ય પવિત્ર રે; કારણજોગે કારજ નિપજેજી, ખીમાવિજય જિન આગમ રીત રે. સમકિત૦

## સ્તવન ૧૦ મું.

શીરે સિદ્ધાચળ ભેટવા, મુજ મન અધિક ઉમાયો;
રિખવદેવ પૂજા કરી, લીજે ભવતણો લાહો. શીરે૦ ૧
મણીમય મુરત શ્રીરિખભની, તે નિપાયે અભિરામ;
ભુવન કરાવ્યાં કનકનાં, રાખ્યાં ભરતે નામ. શીરે૦ ૨
નેમ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી;
શેત્રુંજા સમો તિરથ નહીં, બોલ્યા સીમંદીરવાણી. શીરે૦ ૩
પૂરવ નવાણું સમોસર્યા, સ્વામી રિખભ જીણંદ;
રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ. શીરે૦ ૪
પૂરવ પૂન્ય પસાયથી પુંડરિક ગિરિ પાયો;
કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો. શીરે૦ ૫

## સ્તવન ૧૧ મું.

તુમે તો ભલે બિરાજોજી, શ્રી સિદ્ધાચળકે વાસી,
સાહિબ ભલે બિરાજોજી. એ આંકણી.
મારૂદેવીનો નંદન રૂડો, નાભીનરીંદ મલ્હાર;
જુગલા ધર્મ નિવારણ આવ્યા, પૂર્વ નવાણું વાર. તુમેતો૦૧
મૂળદેવને સનમુખ રાજે, પુંડરિક ગણધાર;
પંચ ક્રોડસ્યું ચૈત્રીપુનમે, વરીઆ શિવવધુ સાર. તુમેતો૦૨
સહુસક્રોટ દક્ષિણ બિરાજે, જિનવર સહસ ચોવીસ;
ચઉદસેં બાવન ગણધરનાં, પગલાં પૂજો જગીશ. તુમેતો૦૩
પ્રભુ પગલાં રાયણ હેઠે, પૂજી પરમાનંદ;
અષ્ટાપદ ચઉવીસ જિનેશ્વર, સમેત વીસ જિણંદ. તુમેતો૦૪
મેરૂપર્વત ચૈત્ય ઘણેરા, ચઉમુખ બિંબ અનેક;
બાવનજીનાલાના દેવળ નિરખી, હરખ લહુ અતિરેક. તુમે૦૫
સહેસફ્ણા ને સામળા પાસજી, સમોવસરણ મંડાણ;
છીપાવસીને ખરતરવસી કાંઇ, પ્રેમાવસી પરમાણ. તુમે૦૬
સંવત અઢાર ઓગણી પચાશે, ફાગણ અષ્ટમી દીન;
ઉજળપક્ષે ઉજવળ હુઓ, ગિરિ ફરસ્યા મુજ મન. તુમેતો૦૭
ઇત્યાદિક જિનબિંબ નિહાળી, સાંભળી સિદ્ધની શ્રેણ;
ઉત્તમ ગિરિવર કેણીપેરે વિસરે, પદ્મવિજય કહેજેણ.તુમે૦૮

## સ્તવન ૧૨ મું.

વિમલાચળ વાસી મારા વ્હાલા, સેવકને વિસારોનહીં વિસારો નહીં, જળ વિણ મીન દુઃખ અતિ પામે, જીનંદ આપ જાણો સહી, જાણો સહી. એ ટેક. દુઃખ હરનારા

ભવિજન પ્યારા, શરણે હું મહારાજ; ચાર ચોર મુજ કેડે પડીયા, પુન્ય રતનને કાજ, પ્રભુજી હો પુન્ય રતનને કાજ. સેવક૦ પાપી ચંડાળો પકડી તુજ, માલ હરી લેનાર, પ્રભુજી જો મુજ વ્હારે આવો, તો હું ઉગરનાર; સ્વામીજી તો હું ઉગરનાર. સેવક૦ જનમ મરણનાં દુઃખ બહુ વેઠયાં, તોએ ન આવ્યો પાર; તે દુઃખને દૂર કરવા કારણ; આવ્યો તુજ દરબાર, દાદાજી આવ્યો તુજ દરબાર. સેવક૦ અરજી ઉર ધરી નેહ નજર કરી, સેવકની કરો સાર; કૃપાતણા એ સીંધુ તમ વિણ, કોણ ઉતારે પાર; પ્રભુજી કોણ ઉતારે પાર. સેવક૦ ભવ ભય ભંજન નાથ નિરંજન, કરો કઠણ કરમનો નાશ, પદ પંકજ ગ્રહે પ્રાણ મધુકર, પૂરો મનની આશ; પ્રભુજી પૂરો મનની આશ. સેવકને૦

## સ્તવન ૧૩ મું.

માતા મરૂદેવાના નંદ, દેખી તાહરી સુરતી મારૂં મન લોભાણુંજી; મારૂં દીલ લોભાણુંજી, દેખી૦ એ ટેક. કરૂણા નાગર કરૂણા સાગર, કાયા કંચનવાન; ધોરી લંછન પાઉલે કાંઇ, ધનુષ પાંચસેં માન. માતા૦ ૧ ત્રિગડે બેશી ધર્મ કહંતા, સુણે પર્ષદા બાર; યોજન ગામિની વાણી મીઠી, વરસંતી જળધાર. માતા૦ ૨ ઉર્વશી રૂડી અપછરાને, રામા છે મન રંગ; પાયે નેપુર રણઝણે, કાંઈ કરતી નાટારંભ. માતા૦ ૩ તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગ તારણહાર; તુજ સરિખો નહીં દેવ જગતમાં, અરવડીઆ આધાર. માતા૦ ૪ તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ;

સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ. માતા૦ ૫ શ્રી સિદ્ધાચળ તિરથ કેરો, રાજા રિષભ જિણંદ; કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવભય ફંદ. માતા૦ ૬

## સ્તવન ૧૪ મું.

પ્રથમ જીનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધી કાય; કલ્પ વૃક્ષપરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગપેરે લપટાય. ૧ રોગ ઉરોગ તુજ નવિ નડે, અમ્રૃત જે આસ્વાદ; તેહથી પ્રતિહત તેહમાંનું કોઈ નવિ કરે, જગમાં તુમશું વાદ. ૨ વગર ધોઈ તુજ નિરમળી, કાયા કંચનવાન; નહિ પરસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩ રાગ ગયો તુજ મનથકી, તેહમાં ચિત્ત ન કોય; રૂધિર અમિષથી રોગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય. ૪ શ્વાસોશ્વાસ કમળ સમો, તુંજ લોકોતર વાદ; દેખે ન આહાર નિહાર ચર્મચક્ષુ ધણી, એવા તુંજ અવદાત. ૫ ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવનાં કીધ; કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીસ એમ અતિશયા, સમવાયંગે પ્રસિદ્ધ. ૬ જીન ઉત્તમ ગુણ ગાવતાં ગુણ આવે નિજ અંગ; પદ્મવિજય કહે એમ સમય પ્રભુ પાળજો, જેમ થાઉં અક્ષય અભંગ. પ્રથમ જીનેશ્વર૦ ૭

## તિર્થમાળાનું સ્તવન.

શેત્રુંજે રિખભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે;
સિદ્ધ્યા સાધુ અનંત, તિરથ તે નમું રે.
ત્રણ કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયા રે;
નેમીશ્વર ગિરનાર.                    તિરથ૦ ૧

અષ્ટાપદ એક દેહરો, ગિરિ શેહરો રે;
ભરતે ભરાવ્યા બિંબ. તિરથ૦ ૨
આબુ ચોમુખ અતિ ભલો, ત્રિભુવન તીલો રે;
વિમલ વસે વસ્તુપાળ. તિરથ૦ ૩
સમેતશિખર સોહામણો, રળીયામણો રે;
સિધ્યા તિર્થંકર વીસ. તિરથ૦ ૪
નયરી ચંપા નિરખીએ, હૈડે હરખીએ રે;
સિધ્યા શ્રી વાસુપૂજ્ય. તિરથ૦ ૫
પૂરવ દિશે પાવાપુરી, રિદ્ધે ભરી રે;
મુગતિ ગયા મહાવીર. તિરથ૦ ૬
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએ રે;
અરિહંત બિંબ અનેક. તિરથ૦ ૭
વાંકાનેરજ વંદીએ, ચીર નંદીએ રે;
અરિહંત દેરાં આઠ. તિરથ૦ ૮
સોરીસરો સંખેશ્વરો, પંચાસરો રે;
ફલોધી થંભણ પાસ. તિરથ૦ ૯
અંતરિક અજાવરો, અમીઝરો રે.
જીરાવલો જગનાથ. તિરથ૦૧૦
ત્રિલોક્ય દિપક દેહરો, જાત્રા કરો રે;
રાણકપુરે રે સહેસ. તિરથ૦૧૧
નાડુલાઈ જાદવો, ગોડી સ્તવો રે;
શ્રી વરકાણો પાસ. તિરથ૦ ૧૨
નંદિશ્વરનાં દેહરાં, બાવન ભલાં રે;

રૂચક કુંડલે ચ્યાર ચ્યાર. તિરથ૦૧૨
સારવતિ અસારવતિ, પ્રતિમા છતી રે;
સ્વર્ગ મૃત્યુ પાતાળ. તિરથ૦૧૪
તિરથ જાત્રા ફળ તિહાં, હોજયો મુજ ઇહાં રે;
સમયસુંદર કહે એમ. તિરથ૦૧૫

## શ્રી પંચતિર્થનું સ્તવન.

( ચોવીશચોકની દેશી. )

હે સાહેબજી, નેક નજર કરી નાથ સેવકને તારો.
હે સાહેબજી, મહેર કરી પૂજાનું ફળ મુજ આલો.
પ્રભુ તુજ મુરતિ મોહનવેલી, પૂજે સૂર અપછરા અલબેલી;
વર ઘનસાર કેસરશું ભેળી. હે સાહેબજી૦ ૧
સિદ્ધાચળતિર્થ ભવિ સેવો, ચોદક્ષેત્રે તિરથ નહીં એવો;
એમ બોલે દેવાધિ દેવો. હે સાહેબજી૦ ૨
ગિરનારે જઇએ નેમ પાસે, ઇહાં ભવિજન સિદ્ધિ જાશે;
જસ ધ્યાને પાતિકડાં નાસે. હે સાહેબજી૦ ૩
આબુગઢે આદિજિનરાયા, નેમનાથ શિવાદેવી જાયા;
જસ ચોસઠ ઇંદ્રે ગુણ ગાયા. હે સાહેબજી૦ ૪
વળી સમેતશિખરે જગના ઇશ, ગયા મોક્ષે જિનરાજ વીશ;
ધ્યેય ધ્યાવો ભવિજન નિશ દીશ. હે સાહેબજી૦ ૫
અષ્ટાપદે સકલ કર્મ ટાળી, પ્રભુ વરીયા શિવવધુ લટકાળી;
આદિશ્વર પૂજતાં દીવાળી. હે સાહેબજી૦ ૬
એ આદે તિથ પ્રણમો મનરંગે, વળી પૂજો પ્રભુને નર અંગે;
કહે ધર્મચંદ્ર અતિ ઉમંગે. હે સાહેબજી૦ ૭

## ગિરનારજીનું સ્તવન.

તોરણથી રથ ફેરી ચાલ્યા કંથ રે, પ્રીતમજી૦
આઠ ભવની પ્રીતડી તોડી તંત. મારા પ્રીતમજી૦
નવમે ભવ પણ નેહ ન આણ્યો મુજ રે, પ્રીતમજી૦
તો શે કારણ એટલે આવવું તુજ. મારા પ્રીતમજી૦
એક પોકાર સુણી તીર્યંચનો ઇમ રે, પ્રીતમજી૦
મૂકો અબળા રોતી પ્રભુજી કીમ. મારા પ્રીતમજી૦
ખટ જીવના રખવાળમાં સીરદાર રે, પ્રીતમજી૦
તો કેમ ટળવંતી સ્વામી મૂકો નાર. મારા પ્રીતમજી૦
શિવવધુ કેરૂં એવું કેવું રૂપ રે, પ્રીતમજી૦
મુજ મૂકીને ચિત્તમાં ધરી જિન ભૂપ. મારા પ્રીતમજી૦
જિનજી લીએ સહસાવનમાં વ્રત ભાર રે, પ્રીતમજી૦
ઘાતીકરમ ખપાવીને નિરધાર. મારા પ્રીતમજી૦
કેવળ રિદ્ધિ અનંતી પ્રગટ કીધ રે, પ્રીતમજી૦
જાણી રાજુલ ઇમ પ્રતિજ્ઞા લીધ. મારા પ્રીતમજી૦
જે પ્રભુએ કીધું કરવું તેહ રે, પ્રીતમજી૦
એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ. મારા પ્રીતમજી૦
પ્રભુ પહેલાં નિજ સોકયનું જોવા રૂપ રે, પ્રીતમજી૦
કેવળજ્ઞાન લહી થઇ સિદ્ધ સ્વરૂપ. મારા પ્રીતમજી૦
શિવવધુ વરીઆ જિનવર ઉત્તમ નેમ રે, પ્રીતમજી૦
પદ્મ કહે પ્રભુ રાખો અવિચળ પ્રેમ. મારા પ્રીતમજી૦

## સમેતશિખરજીનું સ્તવન.

જઇ પૂજો લાલ, સમેતશિખર ગિરિ ઉપર પાસજી શા

મળા, જીન ભગતિ લાલ, કરતાં જિન પદ પાવે ટળે ભવ આંબળા ॥ એ આંકણી ॥ છહરી પાળી દરિસણ કરીએ, ભવ ભવ સંચિત પાતીક હરીએ ॥ નિજ આતમ પુન્ય રસે ભરીએ ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૧ ॥ એ ગિરિવર નિત્ય શેવા કીજે, જીમ શીવસુખડાં કરમાં લીજે ॥ ચિદાનંદ સુધારસ નિત્ય પીજે ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૨ ॥ જીહાં શીવરમણી વરવા આવ્યા, અજીતાદિક વીસે જિનરાયા ॥ બહુ મુનિવર જિન શિવવધુ પાયા ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૩ ॥ તેણે એ ઉત્તમ ગિરિ જાણો, કરો સેવા આતમકરી રયાણો ॥ એ ફરી ફરી નહીં આવે ટાણો ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૪ ॥ તુમે ધન કંચનની માયા, કરતા અસુચી કીધી કાયા ॥ કેમ તરશો વીણ એ ગિરિ રાયા ॥ જઈપૂજો લાલ૦ ॥ ૫ ॥ ઇમ શુભ મતિ વચન સુણી તાજા, એ ભજો જગ ગુરૂ આતમરાજા ॥ ગિરિ ફરસે ધરી મન સુચી માજા ॥ જઈ પૂજો લાલ૦ ॥૬॥ સંવતસર રિખિ ગજચંદ સમે, ફાગણ સુદી તીજ બુધવાર ગમે ॥ ગિરિ દરિશન કરતાં ચિત્ત રમે ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૭ ॥ પ્રભુપદ પદ્મતણી સેવા, કરતાં નિત્ય લહું એ શિવ મેવા ॥ કહે રૂપવિજય મુજ તે હેવા ॥ જઈ પૂજો લાલ૦ ॥ ૮ ॥

## અષ્ટાપદનું સ્તવન.

( કુંવર ગભારો નજરે દેખતાંજી.—એ દેશી )

ચઉ અઠ દશ દોય વંદીએજી, વરતમાન જગદીશ રે અષ્ટાપદગિરિ ઉપરેજી, નમતાં વાધે જગીશ રે. ચઉ૦ ૧

ભરત ભરતપતિ જિન મુખેજી, ઉચરીયાં વ્રત બાર રે; દ-
ર્શન શુદ્ધિને કારણેજી, ચોવીસ પ્રભુનો વિહાર રે. ચઉ૦ ૨
ઊંચપણે કોશ તીગ કહ્યુંજી, યોજન એક વિસ્તાર રે; નિજ
નિજ માન પ્રમાણ ભરાવીયાજી, બીંબ સ્વપર ઉપગાર રે.
ચઉ૦ ૩ અજીતાદિક ચઉદ્દા દીણેજી, પશ્ચિમે પઉમાઇ આઠ
રે; અનંત આદે દશ ઉતરેજી, પૂર્વે રિખભ વીર પાઠ રે.
ચઉ૦ ૪ રિખભ અજીત પૂર્વે રહ્યાજી, એ પણ આગમપાઠ
રે; આતમશક્તિ કરે જાત્રાજી, તે ભવમુક્તિ વરે હણી આઠ
રે. ચઉ૦ ૫ દેખો અચંબો શ્રી સિદ્ધાચળેજી, હુઆ અ-
સંખ્ય ઉદ્ધાર રે; આજ દીન પણ એણી ગિરિજી, ઝગમગ
ચૈત્ય ઉદ્ધાર રે. ચઉ૦ ૬ રહેશે ઉત્સરપીણી લગેજી, દેવ મ
હિમા ગુણ દાખી રે; સિંહની સધાદિક થીરપણેજી, વસુ-
દેવ હીંડની સાખ રે. ચઉ૦ ૭ કેવળી જિનમુખ મેં સુણ્યું
જી, એણે વિધે પાઠ પઠાય રે; શ્રી શુભવીર વચન રસેજી,
ગાયા રિખભ શીવઠાય રે. ચઉ૦ ૮

## આબુજીનું સ્તવન.

(કોઇ લો પરવત ધુધલો રે.—એ દેશી.)

આબુ અચળ રળિઆમણો રે લોલ, દેલવાડે મનોહાર
સુખકારી રે; વાદળીએ જેસર ઘસ્યું રે લોલ, દેવળ દીસે
ચ્યાર બલિહારી રે. ભાવ ધરીને ભેટીએ રે લોલ. આંક-
ણી. બાર પાદશાહ વશ કરી રે લોલ, વિમળ મંત્રીસર
સાર; સુ૦ તેણે પ્રાસાદ નિપાઇઓ રે લોલ, રિખભ જગ-
દાધાર. બ૦ આબુ૦ ૧ તેહ ચૈત્યમાં જિનવરૂ રે લોલ, આ

હંસને છાતેર; સુ૦ જેહ દીઠે પ્રભુ સાંભરે રે લોલ, મોહ કર્યો જીણ જેર. બ૦ આબુ૦ ૨ દ્રવ્ય ભરી ધરતી ભલીરે લોલ, લીયો દેવળ કાજ; સુ૦ ચૈત્ય તિહાં મંડાવીઉ રે લોલ, લેવા શિવપુર રાજ. બ૦ આબુ૦ ૩ પંદરસેં કારીગરે રે લોલ, દિવીધરા પ્રત્યેક; સુ૦ તેમ મરદનકારક વળી રે લોલ, વસ્તુપાળ એ વિવેક. બ૦ આબુ૦ ૪ કોરણી વોરણી તિહાં કરી રે લોલ, દીઠાં બને તે વાત; સુ૦ પણ નવિ જાએ મુખે કહી રે લોલ, સુર ગુરૂ સમ વિખ્યાત. બ૦ આબુ૦ ૫ ત્રણે વરશે નિપન્યો રે લોલ, તે પ્રાસાદ ઉત્તંગ; સુ૦ બાર કોડી ત્રેપન લક્ષને રે લોલ, ખરચ્યાદ્રવ્ય ઉછરંગ. બ૦ આબુ૦ ૬ દેરાણી જેઠાણીના ગોખલા રે લોલ દેખતાં હરખ તે થાય; સુ૦ લાખ અઢાર ખરચીઆ રે લોલ, ધન ધન એહની માય. બ૦ આબુ૦ ૭ મુળનાયક નેમિસરૂ રે લોલ, જન્મથકી બ્રહ્મચાર; સુ૦ નિજ સત્તા રમણી થયા રે લોલ, ગુણ અનંત આધાર. બ૦ આબુ૦ ૮ ગ્યારસેં ને અઠસઠ ભલા રે લોલ, જિનવર બિંબ વિશાળ સુ૦ આજ ભલે મેં ભેટીઆ રે લોલ, પાપ ગયાં પાતાળ. બ૦ આબુ૦ ૯ રિખભ ધાતુમયી દેહરે રે લોલ, એકસો ચીસ્તાલીશ બિંબ; સુ૦ ચોમુખ ચૈત્ય જુહારી રે લોલ, મરૂધરમાં જીમ અંબ. બ૦ આબુ૦ ૧૦ બાણું કાઉસ્સગ્ગીઆ તેહમાં રે લોલ, અગન્યાશી જીનરાય; સુ૦ અચલગઢે બહુ જિનવરા રે લોલ, વંદુ તેહના પાય. બ૦ આબુ૦ ૧૧ ધાતુમયી પરમેશ્વરૂ રે લોલ, અદભુત જાસ સ્વરૂપ; સુ૦ ચઉ

સુખ જિન વંદતાં રે લોલ, થાએ જિનગુણ રુપ. બ૦ આબુ૦ ૧૨ અઢારસેંને અઢારમાં રે લોલ, ચઈતર વદીત્રીજ દીન; સુ૦ પાલણપુરના સંઘશું રે લોલ, પ્રણમી થયો ધન ધન. બ૦ આબુ૦ ૧૩ તેમ શાન્તી જગદીસરૂ રે લોલ, જાત્રા કરી અદભુત; સુ૦ જે દેખી જિન સાંભરે રે લોલ, સેવ કરે પુરહુત. બ૦ આબુ૦ ૧૪ ઇમ જાણી આબુતણી રે લોલ, જાત્રા કરશે જેહ; સુ૦ જિન ઉત્તમ પદ પામશે રે લોલ, પદ્મવિજય કહે તેહ. બ૦ આબુ૦ ૧૫

## શ્રી સીમંદરસ્વામીનું સ્તવન.

સુણો ચંદાજી, શ્રી મંદિર પરમાતમ પાસે જાજયો;
મુજ વિનતડી, પ્રેમ ધરીને એણીપરે તુમે સંભળાવજો.
જે ત્રણ્યભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્રિ પાયક છે;
જ્ઞાન દરિસણ જેહને ખાયક છે. સુણો૦ ૧
જસ કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે;
પુંડરિક ગિરી નગરીનો રાયા છે. સુણો૦ ૨
બાર પ્રખદામાંય બિરાજેછે, જસ ચોત્રીસ અતિશય છાજેછે;
ગુણ પાંત્રીસ વાણીએ ગાજે છે. સુણો૦ ૩
ભવિજનને તે પડિબોહેછે, તુમ અધિક શિતળ ગુણ સોહેછે;
રૂપ દેખી ભવિજન મોહે છે. સુણો૦ ૪
તુમ શેવા કરવા રસિયોછું, પણ ભરતમાં દુરે વસિઓછું;
મહા મોહરાય કર ફસિયો છું. સુણો૦ ૫
પણ સાહિબ ચિત્તમાં ધરીયોછે, તુમ આણા ખડગ કર ગ્રહીઓછે
તેથી કાંઇક મુજથી ડરીયો છે. સુણો૦ ૬

જિન ઉત્તમ પુંઠ હવે પૂરે, કહે પદ્મવિજય થાઉં શુરો;
તો વાધે મુજ મન અતિ નુરો. સુણો૦ ૭

## રાણકપુરનું સ્તવન.

શ્રી રાણકપુર રળિઆમણું રે લોલ, શ્રી આદિશ્વર દેવ મન મોહ્યું રે ॥ ઉત્તંગ તોરણ દેહરૂં રે લોલ, નિરખીજે નિત્ય સેવ ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૧ ॥ ચઉવીસ મંડપ ચઉ દીસે રે લોલ, ચોમુખ પ્રતિમા ચાર ॥ મન૦ ॥ ત્રિભુવન દીપક દેહરૂં રે લોલ, સમોવડ નહીં સંસાર ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૨ ॥ દેહરી ચઉરાશી દીપતી રે લોલ, માંડયો અષ્ટાપદ મેર ॥ મન૦ ॥ ભલે જુહાર્યાં ભોંયરાં રે લોલ, સુતાં ઉઠી સવેર ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ દેશ જાગી સો દેહરાં રે લોલ, મોટો દેશ મેવાડ ॥ મન૦ ॥ લાખ નવાણું લગાવીયાં રે લોલ, ધન ધરણો પોરવાડ ॥ મન૦ ॥ શ્રી૦ ॥૪॥ ખરતરગચ્છહી ખાંતશું રે લોલ, નિરખતાં સુખ થાય ॥ મન૦ ॥ પાંચ પ્રાસાદ બીજા વળી રે લોલ, જોતાં પાતક જાય ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ આજ કૃતારથ હું થયો રે લોલ, આજ થયો રે આણંદ ॥ મન૦ ॥ યાત્રા કરી જિન ચરતણી રે લોલ, દૂર ગયું દુઃખ દંદ ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૬ ॥ સંવત સોળને છોહોતરી રે લોલ, માગસર માસ મોઝાર ॥ મન૦ ॥ રાણકપુર યાત્રા કરી રે લોલ, સમયસુંદર સુખકાર ॥ મન૦ ॥ શ્રી૦ ॥ ૭ ॥

# ભાગ ૨ જો.

## શ્રી રિખવદેવનું સ્તવન.

(મહાવિદેહ ક્ષેત્ર સોહામણું....એ દેશી.)

જગજીવન જગ વહાલહો, મારૂદેવીનો નંદ લાલ રે; મુખ દીઠે સુખ ઉપજે, દરશન અતિહી આણંદ લાલ રે. જગ૦ ૧ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી સસી સમ ભાળ લાલ રે; વદન તે શારદ ચંદલો, વાણી અતિ રસાળ લાલ રે. જગ૦ ૨ લક્ષણ અંગે વિરાજતાં, અડહીય સહસ ઉદાર લાલ રે; રેખા કર ચરણાદિકે, અભિંતર નહીં પાર લાલ રે. જગ૦ ૩ ઈંદ્ર ચંદ્ર રવિ ગિરિતણા, ગુણ લઈ ઘડીયું અંગ લાલ રે. ભાગ્ય કિયાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ૦ ૪ ગુણ સઘળા અંગે કર્યા, દુર કર્યા સવિ દોષ લાલ રે; વાચકજશ વિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલ રે. જગ૦ ૫

## શ્રી અજીતનાથનું સ્તવન.

મારૂં મન મોહ્યું રે શ્રી વિમળાચળે રે.—એ દેશી.

પંથડો નિહાળું રે બીજા જીનતણો રે, અજીત અજીત ગુણ ધામ; જે તે જીત્યા રે તેણે હું જીતિયો રે, પુરૂષ કિસ્યું મુજ નામ. પંથડો૦ ૧ ચરમ નયણ કરી મારગ જોવતો રે, ભૂલ્યો સયલ સંસાર; જેણે નયણે કરી મારગ જોઇએ રે, નયણ તે દિવ્ય વિચાર. પંથડો૦ ૨ પુરૂષ પરંપર અનુભવ જોવતાં રે, અંધો અંધ પુલાય; વસ્તુ વિચારે રે જો આગમે કરી રે, ચરણ ધરણ નહીં ઠાય. પંથડો૦ તર્ક

વિચારે રે વાદ પરંપરા રે, પાર ન પહોંચે કોય; અભિમતે વસ્તુ વસ્તુગતે કહે રે, તે વિરલા જગ જોય. પંથડો૦ વસ્તુ વિચારે રે દિવ્ય નયણતણો રે, વિરહ પડયો નિરધાર; તરતમ જોગે રે તરતમ વાસના રે, વાસિત બોધ આધાર. પંથડો૦ કાલ લબ્ધિ લહી પંથ નિહાળશું રે, એ આશા અવિલંબ, એ જન જીવે રે જીનજી જાણજો રે, આનંદઘન મત અંબ. પંથડો૦

## શ્રી સંભવનાથનું સ્તવન.

સાહિબ સાંભળો રે, સંભવ અરજ અમારી; ભવો ભવ હું ભમ્યો રે, ના લહી સેવા તુમારી; નરક નીગોદમાં રે, તિહાં હું બહુ ભવ ભમીઓ, તુમ વિના દુઃખ સહ્યાં રે, અહર્નિશ ક્રોધે ધમધમીઓ. સાહિબ૦ ૧ ઇંદ્રી વશ પડયો રે, પાળ્યાં વ્રત નવી હુશે, ત્રસ પણ નવિ ગણ્યા રે, હણી આ થાવર હુંશે; વ્રત પણ ચિત નવી ધર્યાં રે, બીજું સાચું ન બોલુ; પાપની ગોઠડી રે, તિહાં મેં હૈડલું ખોલ્યું. સાહિબ૦ ૨ ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું; શ્રી જિન આણશું રે, મેં નવી સંજમ પાળ્યું; મધુકરતણી પરે રે, શુદ્ધ ન અહાર ગવેષ્યો, રસના લાલચે રે, વિરસ પીંડ ઉવેખ્યો. સાહિબ૦ ૩ નરભવ દોહિલો રે, પામી મોહ વશ પડીયો; પરસ્ત્રી દેખીને રે, મુજ મન ત્યાં જઇ અડીયો; કામ ન કો સર્યો રે, પાપે પીંડ મેં ભરીઓ, શુદ્ધબુદ્ધ નવી રહી રે, તેણે નવી આતમ તાર્યો. સાહિબ૦ ૪ લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી; તોપણ નવી

મળી રે, મળી તો નવ રહી રાખી; જે મન અભિલખે રે, તેહ તો તેથી નાસે; તૃણ સમ જે ગણે રે, તેહને નિત્ય રહે પાસે. સાહિબ૦ ૫ ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી, વિષયને વારીને રે, જેહને ધર્મમાં જોડી; અભક્ષ તે મેં ભખ્યાં રે, રાત્રીભોજન કીધાં; વ્રત નવિ પાળીયાં રે જે હતાં મુળથી લીધાં. સાહિબ૦ ૬ એમ અનંતા ભવ ભમ્યો રે, ભમતાં સાહિબ મળીયો; તુમ વિણુ કોણ દિયે રે, બોધ રયણ મુજ બળીયો; સંભવ આપજ્યો રે, ચરણ કમળ તુજ સેવા; નય એમ વિનવે રે, સુણજ્યો દેવાધિ દેવા. સાહિબ૦ ૭

## શ્રી સુમતિનાથનું સ્તવન.

### ઝાંઝરીઆ મુનિવરની.—એ દેશી.)

સુમતિનાથ ગુણસ્યું મીલીજી, વાધે મુજ મન પ્રીત; તેલ બિંદુ જેમ વિસ્તરેજી, જળમાંહી ભલી રીત. સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ. ૧ સજ્જનશું જે પ્રીતડીજી છાની તે ન રહાય; પરિમલ કસ્તુરીતણોજી, મહિમા એમ કહેવાય. સો૦ ૨ અંગલિએ નવિ મેરૂ ઢંકાએ, છાબડીએ રવિ તેજ; અંજલીમાંહે જેમ ગંગ ન માએ, મુજ મન તેમ પ્રભુ હેજ. સો૦ ૩ હુઓ છપન અધર અરૂણવર, ખાતાં પાન સુરંગ; પીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલે, તેમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪ ઢાંકી ઇક્ષુ પરાલસ્યુંજી, ન રહે લહિ વિસ્તાર; વાચકજશ કહે પ્રભુ ગુણેજી, તેમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

## શ્રી ચંદ્રપ્રભુજીનું સ્તવન.

(રાયજી અમને હીંએ આંણી.—એ દેસી.)

જીનજી ચંદ્રપ્રભુ અવધારો કે, નાથ નિહાળજો રે લોલ; બમણી બિરૂદ ગરીબ નિવાજની, વાચા પાળજો રે ॥ હરખે હું તુમ શરણે આયો કે, મુજને રાખજો રે લોલ; ચોરટા ચારે ચુગલ જે ભુંડા કે, તેને દૂરે નાંખજો રે લોલ. ૨ પ્રભુજી પંચતણી પરસંસા કે, રૂડી થાપજો રે લોલ; મોહન મહેર કરીને મુજને, દરિશન આપજો રે લોલ. ૩ તારક તુમ પાલવ મેં ઝાલ્યો કે, હવે મુને તારજો રે લોલ; કુનારી કુમતિ થઇ છે કેડે કે, તેને દૂરે વારજો રે લોલ. ૪ સુંદરી સુમતિ સોહાગણ સારી કે, પ્યારી છે ઘણું રે લોલ; તાતજી તે વિણ જીવે, ચઉદ ભુવન કેરૂં આંગણું રે લોલ. ૫ લખગુણ લખમણ રાણીએ જાયા કે, મુજ મન આવજો રે લોલ; અનુપમ અનુભવ અમૃત મીઠી કે, સુખડી લાવજો રે લોલ. ૬ દીપતી દોઢશો ધનુષ પરિમાણ કે, પ્રભુજીની દેહડી રે લોલ; દેવની દસ પૂરવ લખ માન કે, આયુષ વેલડી રે લોલ. ૭ નિગુણી નિરાગી પણ રાગી કે, મનમાંહે રહ્યા રે લોલ; શુભગુરૂ સુમતિવિજય સુપસાય કે, રામે સુખ લહ્યા રે લોલ. ૮

## શ્રી શ્રેયાંસનાથનું સ્તવન.

(કરમ ન છુટે રે પ્રાણીઆ.—એ દશી.)

તુમે બહુ મિત્રી રે સાહેબા, મહારે તો મન એક ॥ તુમ વિણ બીજો રે નવિ ગમે, એ મુજ મોટી રે ટેક

શ્રી શ્રેયાંસ કીરપા કરો ॥ એ આંકણી ॥ મન રાખો તુમે સવિતણાં, પણ કિહાં એક મળી જાઓ ॥ લલચાવી લખ લોકને, સાખી સહજ ન થાઓ ॥ શ્રી૦ ॥ ૨ ॥ રાગ ભરે જન મન રહો, પણ તિહું કાળ વૈરાગ ॥ ચિત્ત તુમારે સમુદ્રનો, કોઈ ન પામે રે ત્યાગ ॥ શ્રી૦ ॥ ૩ ॥ એહવા શું ચિત્ત મેળવ્યું, કેળવ્યું પહેલાં ન કાંઈ ॥ શેવક નિપટ અબુજ છે, નિરવહસ્યો તુમે શાંઇ ॥ શ્રી૦ ॥ ૪ ॥ નિરોગી સુર કેમ મિલે, પણ મળવાનો એકાંત ॥ વાચકજશ કહે મુજ મીલ્યો, ભગતી તે કામણ તંત ॥ શ્રી૦ ॥ ૫ ॥

## શ્રી વાસુપુજ્યનું સ્તવન.

વાસુપુજ્ય જિન ત્રિભુવન સ્વામી, ઘન નામી પરનામી રે ॥ નિરાકાર સાકાર સચેતન, કરમ કરમ ફળ કામી રે વા૦ ॥ ૧ ॥ નિરાકાર અભેદ સંગ્રાહક, ભેદ ગ્રાહક સાકારો રે ॥ દરશન જ્ઞાન દુભેદ ચેતન, વસ્તુ ગ્રહણ વ્યાપારોરે ॥ વા૦ ॥ ૨ ॥ કર્તા પરિણામી પરિણામો, કર્મ જે જીવે કરીએ રે ॥ એક અનેક રૂપ નય વાંદ. નિયતે નય અનુસરિયે રે ॥ વા૦ ॥ ૩ ॥ દુઃખ સુખરૂપ કરમફળ જાણો, નિશ્ચય એક આનંદો રે ॥ ચેતનતા પરિણામ ન ચુકે, ચેતન કહે જિનચંદો રે ॥ વા૦ ॥ ૪ ॥ પરિણામી ચેતન પરિણામો, જ્ઞાન કરમફળ ભાવી રે ॥ જ્ઞાન કરમફળ ચેતન કહીયે, લેજો તેહ મનાવી રે ॥ વા૦ ॥ ૫ ॥ આતમજ્ઞાની શ્રમણ કહાવે, બીજા તો દ્રવ્યલિંગી રે ॥ વસ્તુ તેજે વસ્તુ પ્રકાશે, આનંદઘન મતિ સંગી રે ॥ વા૦ ॥ ૬ ॥

## શ્રી ધર્મનાથનું સ્તવન.

ધર્મ જીનેશ્વર ગાઉં રંગશું, ભંગ મ પડશો હો પ્રીત; જીનેશ્વર૦ બીજો મન મંદિર આણું નહીં, એ અમ કુલવટ રીત. જીનેશ્વર૦ ધર્મ૦ ૧ ધરમ ધરમ કરતો જગ સહુ ફિરે, ધરમનો ન જાણે હો મર્મ; જીનેશ્વર૦ ધરમ જીનેસર ચરણ ગ્રહ્યા પછી, કોઈ ન બાંધે હો કર્મ. જીનેશ્વર૦ ધર્મ૦ ૨ પ્રવચન અંજન જો સદ્ગુરુ કરે, દેખે પરમ નિધાન; જીનેશ્વર૦ હૃદય નયન નિહાળે જગ ધણી, મહિમા મેરૂ સમાન. જીનેશ્વર૦ ધર્મ૦ ૩ દોડત દોડત દોડત દોડીયો, જેતી મનની રે દોડ; જીનેશ્વર૦ પ્રેમ પ્રતીત વિચારો ઢુંકડી, ગુરૂગમ લેજો રે જોડ. જીનેશ્વર૦ ધર્મ૦ ૪ એક પખી કેમ પ્રીતિ વરે પડે, ઉભય મિલ્યા હુએ સંધિ; જીનેશ્વર૦ હું રાગી હું મોહે ફંદીયો, તું નીરાગી નિરબંધ. જીનેશ્વર૦ ધર્મ૦ ૫ પરમ નિધાન પ્રગટ મુખ આગળે, જગત ઉલંઘી હો જાય; જીનેશ્વર૦ જ્યોતિ વિના જુઓ જગદીશની, અંધો અંધ પલાય. જીનેશ્વર૦ ૬ નિર્મળ ગુણ મણિ રોહણ ભુધરા, મુનિજન માનસ હંસ; જીનેશ્વર૦ ધન્ય તે નગરી ધન્ય વેળા ઘડી, માતા પિતા કુળ વંશ. જીને૦ ધર્મ૦ ૭ મન મધુકર વર કરજોડી કહે, પદકજ નિકટ નિવાસ; જીનેશ્વર૦ ઘન નામી આનંદઘન સાંભળો, એ સેવકની અરદાસ. જીનેશ્વર૦ ધર્મ૦ ૮

## શ્રી શાંતિનાથનું સ્તવન.

ધન દીન વેળા ધન ઘડી તેહ, અચિરાનો નંદન જિન

જી ભેટસ્યુંજી; લહીસ્યું રે સુખ દેખી મુખચંદ, વિરહ વ્યથાનાં દુઃખ સવિ મેટસ્યુંજી. ૧ જાણ્યો રે જેણે તુજ ગુણ લેશ, બીજો રે રસ તેહને મન નવિ ગમેજી; ચાખ્યો રે જેણે અમી લવલેશ, બાકસબુકસ તસ ન રૂચે કુમેજી. ૨ તુજ સમકિતરસ સ્વાદનો જાણ, પાપકું ભગતે બહુ દીન સેવીયુંજી; સેવા જે કરમને જોગે તોહે, વાંછે તે સમકિત અમૃત ધુરે લખ્યુંજી. ૩ તાહરૂં ધ્યાન તે સમકિત રૂપ, તેહજ જ્ઞાનને ચારિત્ર તેહ છેજી; તેહથી રે જાએ સઘળાં હો પાપ, ધ્યાતા રે ધ્યેય સ્વરૂપ હોયે પછેજી. ૪ દેખીરે અદ્‌ભૂત તાહરૂં રૂપ, અચરિજે ભવિકારૂપી પદ વરેજી; તાહરી ગત તું જાણે હો દેવ, સમરણ ભજન તે વાચકજશ કહેજી.

## શ્રી મલ્લિનાથનું સ્તવન.

( શત્રુંજય ઋષભ સમોસર્યા.—એ દેશી. )

મૃગશિર શુદિ એકાદશી, દિને જાયા રે; ત્રિભુવન ભયો રે ઉદ્યોત, સેવે સૂર આયા રે. ૧ સુખીયા થાવર નારકી, શુભ છાયા રે; પવન થયા અનુકૂળ, સુખાલા વાયા રે. ૨ અનુક્રમે જોબન પામીયા, સુણી આયા રે; પૂરવના પટ મિત્ર, કહી સમજાયા રે. ૩ શુદિ એકાદશીને દિને, વ્રત પાયા રે; તિણે દિને કેવળનાણ, લહે જિનરાયા રે. ૪ જ્ઞાનવિમળ મહિમા થકી, સુજસ સવાયા રે; મલ્લિ જિનેસર ધ્યાને, નવનિધિ પાયા રે. ૫

## શ્રી નેમનાથનું સ્તવન.

(ગરબાની દેશીમાં.)

જઇને રહેજો મારા વાહાલાજી રે, શ્રી ગિરનારને ગોખ; જઇને૦ અમે પણ તિહાં આવીશું, મારા૦ જ્યારે પામીશું જોખ. જઇ૦ ૧ જાન લેઈ જુનાગઢે, મારા૦ આવ્યા તોરણ આપ; જઇ૦ પશુઆં પેખી પાછા વળ્યા, મારા૦ જોતાં ન દીધો જવાબ. જઇ૦ ૨ સુંદર આપણ સરિખા, મારા૦ જોતાં નહીં મળે જોડ; જઇ૦ બોલ્યા અણબોલ્યા કરો, મારા૦ એ વાતે તમને ખોડ. જઇ૦ ૩ હું રાગી તું વૈરાગીઓ, મારા૦ જગમાં જાણે સહુ કોય; જઇ૦ રાગી તો લાગી રહે, મારા૦ વૈરાગી રાગી ન હોય. જઇ૦ ૪ વર બીજો હું નવિ વરૂં; મારા૦ સઘળા મહેલી સંવાદ; જઇ૦ મોહનીયાને જઇ મળી, મારા૦ મોટા સાથે રચ્યા વાદ. જ૦ ૫ ગઢ તો એક ગિરનાર છે, મારા૦ નર તો છે એક શ્રી નેમ; જઇ૦ રમણી એક રાજેમતિ, મારા૦ પૂરો પાડ્યો જેણે પ્રેમ. જઇ૦ ૬ વાચકઉદયની વંદના, મારા૦ માની લેજ્યો મહારાજ; જઇ૦ નેમ રાજુલ મુક્તે મળ્યાં, મારા૦ સાર્યાં આતમ કાજ. જઇને રહેજો મારા વાહાલાજી રે. ૭

## શ્રી નેમનાથનુ સ્તવન.

(આવો જમાઇ પ્રાહુણા, જયવંતાજી.—એ દેશી.)

નિરખ્યો નેમિ જિણંદને, અરિહંતાજી. રાજીમતિ કર્યો ત્યાગ; ભગવંતાજી. બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો, અ૦ અનુક્રમે થયા વિતરાગ. ભ૦ ૧ ચામર ચક્ર સિંહાસન, અ૦ પાદ

પીઠ સંયુક્ત; ભ૦ છત્ર ચાલે આકાશમાં, અ૦ દેવ દુંદુભી વર ઉંત. ભ૦ ૨ સહસ જોયણ ધ્વજ સોહતો, અ૦ પ્રભુ આગળ ચાલંત; ભ૦ કનક કમલ નવ ઉપરે, અ૦ વિચરે પાય ઠવંત. ભ૦ ૩ ચાર મુખે દીયે દેશના, અ૦ ત્રણ ગઢ ઝાક ઝમાલ; ભ૦ કેશ રોમ શ્મશ્રુ નખા, અ૦ વાધે નહીં કોઇ કાળ. ભ૦ ૪ કાંટા પણ ઉંધા હોય, અ૦ પંચ વિષય અનુકુળ; ભ૦ ષટ ઋતુ સમ કાળે ફળે, અ૦ વાયુ નહીં પ્રતિકુળ. ભ૦ ૫ પાણી સુગંધ સુર કુસુમની, અ૦ વૃષ્ટિ હોયે સુરસાલ; ભ૦ પંખી દીયે સુપ્રદક્ષિણા, અ૦ વૃક્ષ નમે અસરાલ. ભ૦ ૬ જિન ઉત્તમ પદ પદ્મની, અ૦ સેવ કરે સુર કોડી; ભ૦ ચાર નિકાયના જઘન્યથી, અ૦ ચૈત્ય વૃક્ષ તેમ જોડી. ભ૦ ૭

## શ્રી નેમનાથનું સ્તવન.

સામળીયો ત્યાગીને હું તો રાગી, વાલા રે મારા સંજમશું રઢ લાગી; સામળીયો ત્યાગીને હું તો રાગી. ટેક. વા૦ મારો નેમ નગીનાનો રાગી, વા૦ મા૦ સુંદર શ્યામ સોભાગી, વા૦ મા૦ સંજમ લીએ વડભાગી. સામળીયો૦ ૨ વા૦ મા૦ ચડ ગિરનારની ઘાટે, મોહન મને મળશે હવે એ વાટે; જઇ હું તો હાથ મેલાવીશ માથે. સામળીઓ૦ ૩ વા૦ મા૦ જઇ રે હવે રાજુલ નેમની પાસે, લીયે રે હવે સંજમ અતિ ઉલ્લાસે; હાં રે નેમનાથ પહેલી શિવ જાશે. સામળીઓ૦ ૪ વા૦ મા૦ દંપતી શિવસુખ મળીઓ, વા૦ મા૦ વિરહ દાવાનલ ટળીઓ; વા૦ મા૦ અગરો લગો

ગુણ ભરીયો. સામળીઓ૦ ૫ વા૦ મા૦ કહે દીપ સુણો એક મોરી, વા૦ મા૦ તુમે તારી રાજુલ નારી; વા૦ મા૦ તુમે હમને કરો મોહવારી. સામળીઓ૦ ૬

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો સાંભળીને હું આવ્યો તીરે, જનમ મરણ દુઃખ વારો શેવક અરજ કરે છે રાજ, અમને શિવસુખ આપો. ૧ સહુ-કોનાં મનવંછિત પૂરો, ચિંતા સહુની ચુરો; એવું બિરૂદ છે રાજ તુમારૂં, કેમ રાખો છો દૂરે. શેવક૦ ૨ શેવકને વલ વલતો દેખી, મનમાં મહેર ન ધરશો; કરૂણાસાગર કેમ કહેવાશો જો ઉપકાર ન કરશો. શેવક૦ ૩ લટપટનું હવે કામ નહીં છે, પ્રત્યક્ષ દરિસન દીજે; ધુઆરે ધીજું નહીં સાહિબ, પેટ પડયા પતીજે. શેવક૦ ૪ શ્રી સંખેશ્વર મંડણ સ્વામી, વિનતડી અવધારો; કહે જિન હર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો. શેવક૦ ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

રાતાં જેવાં ફુલડાંને, સામળ જેવો રંગ; આજ તારી આંગીનો, કાંઈ અજબ બન્યો છે રંગ. પ્યારા પાસજી હો લાલ, દિનદયાળ મુને નયણે નિહાલ. એ આંકણી. ૧ જોગીવાડે જાગતો ને, માતો ધિંગડમલ્લ; શામળો સોહામણોને, જીત્યા આઠે મલ્લ. પ્યારા૦ ૨ તું છે મારો સાહિબોને, હું છું તારો દાસ; આશ પૂરો દાસની, કાંઇ સાંભળી અરદાસ. પ્યારા૦

ર દેવ સબળા દીઠા તેમાં. એક તું અવહી; લાખેણું છે લટકું તાહરૂં, દેખી રીઝે દિલ્હી. પ્યારા૦ ૪ કોઈ નમે પીરને ને, કોઈ નમે રામ; ઉદયરત્ન કહે રે પ્રભુ, મારે તુમશું કામ. પ્યારા પાસજી હો લાલ. ૫

## શ્રી અજરાપાર્શ્વનાથનું સ્તવન.

### ( ગરબાની દેશી. )

હાં રે મારે આજની ઘડી તે રળિયામણી જો, અજરાપાસજી પૂજ્યાની વધામણી જો. મારે આજની૦ ૧ પૂરો પૂરો રે શોભાશણ સાથીઓ જો, મારે મંદિરે પધારો પાસ હાથીઓ જો. મારે આજ૦ ૨ હું તો મોતીડાના ચોક પૂરાવતીજો, અજરાપાસજીની આંગીઓ રચાવતીજો. મારે આજ૦ ૪ કહે રૂપચંદ સ્વામિનો દીઠડો જો, મારા હ્રદયકમળ લાગે મીઠડો જો. મારે આજ૦ ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

પ્યારો લાગે મને સારો લાગે, દરીશનમાં ગંભીરોજી પ્યારો લાગે. સોના કેરી ઝારીયાં ને માંહી ભર્યાં પાણી, ન્હવણ કરાવું મેરા જીનજીકે અંગ. દરિશન૦ કેશર ચંદન ભર્યાં રે કચોળાં, પૂજા કરૂં મેરા પ્રભુજી કે અંગ. દરિશન૦ ધુપ ધ્યાન ઘટા અનુહદ હે, લળી લળી શીષ નમાવત હે દરિસન૦ ફુલ ગુલાબકી આંગી બની હે, હાર પહેરાવુ મેરા જીનજીકે અંગ. દરિશન૦ આનંદઘન પ્રભુ રાસત પંથમેં, જ્યોતિમે જ્યોત મીલાવત હે. દરિશન૦

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન.

( રઘુપતિ રામ હ્રદયમાં રહેજો રે.—એ દેશી. )

આવો રે આવો પાસજી મુજ મળીયા રે, મારા મનના મનોરથ ફળીઆ; આવો રે આવો પાસજી મુજ મળીયા રે. એ આંકણી. તારી મુરત મોહનગારી રે, સઉ સંઘને લાગે છે પ્યારી રે; તમને મોહી રહ્યાં સુર નરનારી આવો રે આવો૦ ૧ અલબેલી મુરત પ્રભુ તાહરી રે, તારા મુખડા ઉપર જાઉં વારી રે, નાગ નાગણીની જોડ ઉગારી આવો રે આવો૦ ૨ ધન્ય ધન્ય દેવાધી દેવા રે, સુરલોક કરે છે સેવા રે, અમને આપોને શિવપુર મેવા આવો રે આવો૦ ૩ તમે શિવરમણીના રસિયા રે જઇ મોક્ષપુરીમાં વસીયા રે, મારા હ્રદયકમળમાં વસિયા. આવો રે આવો૦ ૪ જે કોઇ પાર્શ્વતણા ગુણ ગાશે રે, તેનાં ભવોભવનાં પાતિક જાશે રે, તેનાં સમકિત નિરમળ થાશે. આવો રે આવો૦ ૫ પ્રભુ ત્રેવીસમા જિનરાયા રે, માતા વામાદેવીના જાયા રે; અમને દર્શન દોની દયાળા આવો રે આવો૦ ૬ હું તો લળી લળી લાગું પાય રે, મારા ઉરમાં તે હરખ ન માય રે, એમ માણિકવિજય ગુણ ગાય. આવોરે૦ ૭

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

વીરજી સુણો એક વિનતી મોરી, વાત વિચારો તુમે ઘણી રે; વીર મને તારો મહાવીર મને તારો, ભવજળ પાર ઉતારોને રે. પરિભ્રમણ મેં અનંતા રે કીધા, હજુએ ન આવ્યો છેડલો રે; તુમે તો થયા પ્રભુ સિદ્ધ નિરંજન, અમે

તો અનંતા ભવ ભમ્યા રે. વીર મને૦ ૧ તુમે હમે વાર અનંતિ ભેળા, રમીઆ સંસારિપણે રે; તેહ પ્રીત જો પૂરણ પાળો, તો હમને તુમ સમ કરો રે. વીર૦ ૨ તુમ સમ હમને જોગ ન જાણો, તો કાંઈ થોડું દીજીએ રે; ભવોભવ તુમ ચરણની શેવા, પામી હમે ઘણું રીજીએ રે. વીર૦ ૩ ઈંદ્રજાળીઓ કહેતો રે આવ્યો, ગણધર પદ તેહને દીઓરે; અર્જુનમાળી જે નર પાપી, તેહને જિન તમે ઉદ્ધર્યો રે. વીર૦ ૪ ચંદનબાળાએ અડદના બાકુલ, પડિલાભ્યા તુમને પ્રભુ રે; તેહની સાહુની સાચી રે કીધી, શિવવધુ સાથે મેળવી રે. વીર૦ ૫ ચરણે ચંડકોશીયો ડશીયો, કલપ આઠમે તે ગયો રે; ગુણ તો તમારા પ્રભુ મુખથી સુણીને, આવી તુમ સનમુખ રહ્યો રે. વીર૦ ૬ નિરંજન પ્રભુનામ ધરાવો, તો સહુને સરખા ગણો રે; ભેદભાવ પ્રભુ દૂર કરીને, સુજશું રમો એકમેકશું રે. વીર૦ ૭ મોડા વેલા તુમહીજ તારણ, હવે વિલંબ શા કારણે રે; જ્ઞાનતણા ભવના પાપ મીટાવો, વારી જાઉં વીર તોરા વારણે રે. વીર૦ ૮

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

ગીરૂઆરે ગુણ તુમતણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે; સુણતાં શ્રવણે અમી ઝરે, મારી નિર્મલ થાયે કાયા રે. ગી૦ ૧ તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉં રે; અવર ન ધંધો આદરૂં, નીશદિન તોરા ગુણ ગાઉં રે. ગી૦ ૨ ઝીલ્યા જે ગંગાજળે, તે છીલર જળ નવિ પેસે રે; જે માલતી ફુલે મોહીઆ, તે બાવળ જઇ નવિ બેસે રે. ગી૦ ૩

એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે; તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે. ગી૦ ૪ તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે; વાચક-જશ કહે માહરે રે, તું જીવ જીવન આધારો રે. ગી૦ ૫

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર; ભવ મંડપમાં રે નાટક નાચીયો, હવે મુજ દાન દેવરાય. સિ૦ ૧ ત્રણ રતન મુજ આપો તાતજી, જેમ નાવે સંતાપ; દાન દેઅંતાં રે પ્રભુ કોશલ પરે, આપો પદવી આપ. સિ૦ ૨ ચરણ અંગૂઠે તે મેરૂ કંપાવીયા, મોડ્યાં સુરનાજ માન;અષ્ટ કરમના તે ઝઘડા જીતવા, દીધાં વરશીદાન. સિ૦ ૩ સાસન નાયક શિવસુખ દાયક, ત્રિસલા કુખે રતન; સિધારથના રે વંશ દીપાવીયા, પ્રભુજી તમને ધન્યધન્ય. સિ૦ ૪ વાચકશિખ રે કિરતીવિજય ગુરૂ, પ્રણમું તાસ પસાય; ધરમતણા એ જિન ચોવીસમા, વિનયવિજય ગુણ ગાય. સિ૦ ૫

## શ્રી વિરજીન સ્તવન.

### (ફતમલની દેશી.)

જગપતિ તારક શ્રી જિનદેવ, દાસનો દાસ છું તાહરો; જગપતિ તારક તું કિરતાર, મનમોહન પ્રભુ માહરો, ૧ જગપતિ તાહરે તો ભક્ત અનેક, મહારે તો એકજ તું ધણી; જગપતિ વીરામાં તું મહાવીર, સુરત તહારી સોહામણી. ૨ જગપતિ ત્રિસલારાણીનો તું તન, ગંધારબંદર ગાજીઓ જગપતિ સિદ્ધારથ કુળ શણગાર, રાજ રાજેશ્વર રાજિયો;

૩ જગપતિ ભક્તોની ભાગે છે ભીડ, ભીડ ૫ડે રે પ્રભુ વારિએ; જગપતિ તુંહી પ્રભુ આગમ અપાર, સમજ્યો ન જાયે મુજ સારીએ. ૪ જગપતિ ઉદય નમે કરજોડ, સત્તર નેવ્યાશી સમકીયો; જગપતિ ખંભાયત જંબુસર સંઘ, ભગવંત ભાવશું ભેટીયો. ૫

## સ્તવન.

જગત ગુરૂ જિનવર જયકારી, સેવો તુમે ભાવે નરનારી; આશા રે એની ચોરાશી વારી. જગત૦ એ આંકણી. ૧ જળચંદન કુસુમે કરીએ, ધુપ દીપ અક્ષત ભરીએ; નૈવેદ ફળ આગળ ધરીએ. જગત૦ ૨ થૈ થૈ ભાવપૂજા સારી નાટક ગીતને મનોહારી; તીયાં સુધી કરો હિતકારી. જ૦ ૩ ભાવથી દીવ્ય પૂજા કરશે, તે ભવસાયરને તરશે; સરસ શીવસુંદરીને વરશે. જગત૦ ૪ વીસ ઉદેસાથી સાર, સુત્ર નિશિ થશે મનોહાર; ભણી રૂપવિજય લહો પાર. જ૦ ૫

## સ્તવન.

આવો આવો જસોદાના કંથ, અમ ઘેર આવો રે; ભગતી વચ્છલ ભગવંત નાથ શે નાવોરે; એમ ચંદનબાળાને બોલડે પ્રભુ આવી રે, મુડી બાકુળ માટે પાછા વળી બોલાવી રે. આવો૦ ૧ સંકેત કરીને સ્વામી ગયા તમે વનમાં રે, થઇ કેવળી કેવળી કીધ, ધરી જો મનમાં રે; એમ કેસરકેરા કીચ કરીને પુજુ રે, તોએ પહેલે વ્રત અતિચાર થકી હું ધ્રુજુ રે. આવો૦ ૨ જીવહિંસાના પચ્ચખાણ થુલથી કરીએ રે, દુવિહં તિવિહંનો પાઠ સદા અનુસરીએ રે;

વાશી બોળો વિદલ નિશિભક્ષ હિંસા ટાળું રે, સવા વિશ્વા ફેરી જીવદયા નિત્ય પાળું રે. આવો૦ ૩ દશ ચંદરવા દશ ઠામ બાંધી રહીએ રે, જીવ જાએ એહવી વાત કોઇને ન કહીએ રે; વધ બંધન ને છ વીચ્છેદ ભાર ન ભરીએ રે, ભાત પાણીનો વીચ્છેદ પશુને ન કરીએ રે. આવો૦ ૪ લોકીક દેવ ગુરૂ મિથ્યાત ત્યાસી ભેદ રે, તુમ આગળ સુણતાં આજ હોય વીચ્છેદ રે; ચોમાસે પણ બહુ કાજ જયણા પાળુ રે, પગલે પગલે મહારાજ વ્રત અજવાળું રે. આ૦ ૫ એક શ્વાસ માંહી સોવાર સમરૂં તમને રે, ચંદનબાળા જેવું સાર આપો અમને રે; માછી હરીબળ ફળદાય, એ વ્રત પાળી રે, શુભવીર ચરણ સુપસાય, નિત્ય દીવાળીરે.

## સ્તવન.

(સુણ ગોવાલણી.—એ દેશી.)

હો સાહેબજી પરમાતમ પૂજ્યાનું ફળ મુજ આપો; હો સાહેબજી લાખેણી પૂજા રે સે ફળ નાપો. એ આંકણી ઉત્તમ ઉત્તમ ફળ હું લાવું; અરિહંતને આગળ મુકાવું; આગમ વિધિ પૂજા વિરચાવું, ઉભો રહીને ભાવના ભાવું. હો૦ ૧ જિનવર જિન આગમ એક રૂપે, સેવંતાં ન પડો ભવ કુપે; આરાધન ફળ તેહનાં કહીએ, આ ભવમાંહિ સુખિયા થઇએ, હો૦ ૨ પરભવ સુરલોકે તે જાવે, ઈંદ્રાદિક અપ્સર સુખ પાવે; તિહાં પણ જિન પૂજા વિરચાવે, ઉત્તમ કુળમાં જઈ ઉપજાવે ॥ હો૦ ૩ તિહાં રાજ્યરિદ્ધ પરિકર રંગે, આગમ સુણતાં સદગુરૂ સંગે; આગમશું રાગ વળી

ધરતા, જિન આગમ જિન પૂજા કરતા. હો૦ ૪ સિદ્ધાંત લખાવીને પૂજે, તવ કર્મ સકલ દૂરે ધ્રુજે; લહે કેવળ ચરણ ધરમ પામી, શુભવીર મળે જો વિશ્રામી. હો૦ ૫

## સ્તવન.

રે જીવ જિનધર્મ કીજીએ, ધર્મના ચાર પ્રકાર; દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર. રે જીવ૦ ૧ વરસ દિવસને પારણે, આદિશ્વર અણગાર; ઈક્ષુરસ વહોરાવીયા, શ્રી શ્રેયાંસકુમાર. રે જીવ૦ ૨ ચંપાપોળ ઉઘાડવા, ચારણીએ કાઢ્યાં નીર; સતી સુભદ્રા જશ થયો, શિયળ મેરૂ ગંભિર. રે જીવ૦ ૩ તપ કરી કાયા શોષવી, સરસ નીરસ અહાર; વીર જીણંદ વખાણીઓ, ધન ધન ધન્નો અણગાર. રે જીવ૦ ૪ અનિત ભાવના ભાવતાં, ધરતો નિર્મળ ધ્યાન; ભરત આરિસાભુવનમાં, પામ્યા કેવળજ્ઞાન. રે જીવ૦ ૫ એ જિન વદત સુરતરૂ સમો, જેનાં ફળ છે સાર; સમયસુંદર કહે સેવજો; જૈનધર્મ મુક્તિ દાતાર. રે જીવ૦ ૭

## સ્તવન.

અનીહાંરે ધુપ ધરો જીન આગળે રે, કૃષ્ણાગર ધુપ દશાંગ શ્રેણી ભલી ગુણઠાણની રે; અનીહાંરે ધુપધાણું તે રત્ને જડયું રે, ઘડયું જાત્યમય કનકાંગ. શ્રેણી૦ ધુપ ધરો૦ ૧ અનીહાંરે મુનીવર રૂપ ન દાખવે રે, થીતી બંધ પુરવની રીત; શ્રેણી૦ અનીહાંરે બંધોદય ગુણઠાણે પંચમે રે, હયે ખાયક શેણી વદીત્ત. શ્રેણી૦ ધુપ૦ ૨ અનીહાંરે સોળ સામંતને ભોળવી રે, વચ્ચે ઘેરી હણ્યા લહી લાગ;

શ્રેણી૦ અનીહાંરે નાઠા આઠે સેનાપતી રે, નવ માન બીજે ભાગ. શ્રેણી૦ ધ્રુ૫૦ ૩ અનીહાંરે ચઉમાશા લગે એ રહે મરણે નરની ગતી જાણ; શ્રેણી૦ અનીહાંરે રજરેખા સમ ક્રોધ છે રે, કંઠ થંભ સમાણે માન. શ્રેણી૦ ધ્રુ૫૦ ૪ અનીહાંરે માયા ગોમૂત્ર સારખી રે, છે લોભ તે ખંજણ રંગ; શ્રેણી૦ અનીહાંરે મુનીવર મોહ તે સાચવે રે, રહી શ્રી શુભવીરને સંગ. શ્રેણી૦ ધ્રુ૫૦ ૫

## ચક્રેશ્વરીમાતાનું સ્તવન.

(સારૂં સારૂં રે સુરત શેહેર.—એ દેશી.)

અલબેલી રે ચક્રેશ્વરી માત, જોવાને જઇએ; જસ સોવનવર્ણી ગાત્ર, જોવાને જઈએ; હાં રે જસ ઇંદ્ર કરે બહુમાન, જોવાને જઈએ. એ આંકણી. આ જોવા રે જઈએ ને પાવન થઇએ, દેખી મન ગહગહીએ રે; એક તિરથ બીજી જગદંબા, વંદીને સંપદ લહીએ. જોવાને૦ ૧ આઠ ભુજાળી અતિ લટકાળી, મૃગપતિ વાહનવાળી રે; જિન ગુણ ગાતી લેતી તાળી, તિરથની રખવાળી. જોવાને૦ ૨ શ્રી સિદ્ધાચળ ગિરિપર રાજે, દેવ દેવી સઉ માજે રે; રંગીત જાળી ગોખ બિરાજે, ઘંટ ઘડીઆળાં વાજે. જોવાને૦ ૩ ઘાટડી લાલ ગુલાલ સોહાવે, પીળાં રાતાં ચરણાં રે; બહુ શોભે છે જગ જનની ને, કેસર કુમકુમ વરણાં. જોવાને૦ ૪ બાંહે બાજુબંધ બેરખા બિરાજે, કોટે નવસેરો હાર રે; કેડે કટીમેખળા રણઝણકે, હીરા ઝળકે સાર. જોવાને૦ ૫ નાકે મોતી ઉજજવળ વરણાં, કંઠે નવસેરો હાર રે; રત્નજ-

ડિત દોય ઝાંઝર ઝગકે, ઘુઘરીએ ઝમકાર. જોવાને૦ ૬ શ્રી સિદ્ધાચળ પુંડરગિરિપર, જ્યાં જગદંબાનો વાસ રે; જે કોઈ એ તિરથને સેવે, તેની પૂરશે આશ. જોવાને૦ ૭ દેશ દેશના નાના મોટા, સંઘવી સંઘ લેઈ આવે રે; તે સહુ પહેલાં શ્રીફળ ચુંદડી, જગ જનનીને ચઢાવે. જોવાને૦ ૮ સંઘવી સંઘતણી રખેવાળી, બહુ શોભા છે સારી રે; દીપ વિજય કહે મંગળિક કરજો, શાસનની રખેવાળી. જો૦ ૯

## શ્રી પજુષણનું સ્તવન.

પર્વ પજુષણ આવીયાં રે લાલ, કીજે ઘણું ધર્મ ધ્યાન રે; ભવિકજન. આરંભ સકલ નિવારીયે રે લાલ, જીવા દીજે અભયદાન રે. ભ૦ પર્વ૦ ૧ સઘળા માસમાં માસ વડા રે લાલ, ભાદ્રવમાસ સુમાસ રે; ભ૦ તેહમાં આઠ દીન રૂઅડા રે લાલ, કીજે સુકૃત ઉલ્લાસ રે. ભ૦ પર્વ૦ ૨ ખાંડણ પીસણ ગારનાં રે લાલ, નાવણ ધોવણ જેહ રે; ભ૦ એવા આરંભને ટાળીએ રે લાલ, વંછો સુખ અછેહ રે. ભ૦ પર્વ૦ ૩ પુસ્તકવાસીને રાખીએ રે લાલ, ઓચ્છવ કરીએ અનેક રે; ભ૦ ઘર સારૂ વિત્ત વાવરો રે લાલ, હઇડે આણી વિવેક રે ભ૦ પર્વ૦ ૪ પૂજી અર્ચીને આણીએ રે લાલ, સદગુરૂની પાસ રે; ભ૦ ઢોલ દદામણ ફેરીયા રે લાલ, મંગળિક ગાવો ભાસ રે. ભ૦ પર્વ૦ ૬ શ્રીફળ સરસ સોપારીયો રે લાલ, દીજે સ્વામીને હાથ રે; ભ૦ લાભ અનંતા બતાવીઆ રે લાલ, શ્રીમુખ ત્રિભુવન નાથ રે. ભ૦ પર્વ૦ ૬ નવ વાંચના શ્રી સૂત્રની રે લાલ, સાંભળો શુદ્ધ

ભાવ રે; ભ૦ સ્વામિવત્સળ કીજીએ રે લાલ, ભવજળ તરવા નાવ રે. ભ૦ પર્વ૦ ૭ ચિત્તે ચૈત્ય જુહારીએ રે લાલ, પૂજા સત્તર પ્રકાર રે; ભ૦ અંગપૂજા સદગુરૂતણી રે લાલ, કીજીએ હરખ અપાર રે. ભ૦ પર્વ૦ ૮ જીવ અમાર પળાવીએ રે લાલ, તેહથી શિવસુખ હોય રે; ભ૦ દાન સંવત્સરી દીજીએ રે લાલ, ઇણ સમો પર્વ ન કોઇ રે. ભા૦ પર્વ૦ ૯ કાઉસ્સગ્ગ કરી સાંભળો રે લાલ, આગમ આપણે કાન રે; ભ૦ છઠ્ઠ અઠ્ઠમ તપશા કરો રે લાલ, કીજે ઉજવળ ધ્યાન રે. ભ૦ પર્વ૦ ૧૦ ઇણ વિધ આરાધશે રે લાલ, લેશે સુખની કોડ રે; ભ૦ મુક્તિમંદિરમાં માલશે રે લાલ, મુનિ હંસ નમે કર જોડ રે. ભ૦ પર્વ૦ ૧૧

## દિવાળીનું સ્તવન.

મારે દિવાળી રે થઈ આજ, પ્રભુ મુખ જોવાને; સર્યાં સર્યાં રે સેવકનાં કાજ, ભવદુઃખ ખોવાને. ટેક. મહાવીર સ્વામી મુગતે પહોંત્યા, ગૌતમ કેવળજ્ઞાન રે; ધન અમાવાસ્યા દીવાળી મારે, વિરપ્રભુ નિરવાણ. જિન૦ ૧ ચારિત્ર પાળ્યા નિરમળાને, ટાળ્યા વિષય કષાય રે; એવા મુનિને વંદીએ તો, ઉતારે ભવપાર. જિન૦ ૨ બાકુળ વોર્યા વીરજીને, તારી ચંદનબાળા રે; કેવળ લઈ પ્રભુ મુગતે પહોત્યા, પામ્યા ભવનો પાર. જિન૦ ૩ એવા મુનિને વંદીએ જે, પંચ જ્ઞાને ધરતા રે; સમવસરણ દઇ દેશના રે, પ્રભુ તાર્યા નર ને નાર. જિન૦ ૪ ચોવીસમા જિનેશ્વરને, મુગતિતણા દાતાર રે; કર જોડી કવિ એમ ભણે રે, મ્હારો દુનિયા ફેરો ટાળ. જિન૦ ૫

## દીવાળીનું સ્તવન.

વાલાજીની વાટડી અમે જોતા રે.—એ દેશી,

જય જિનવર જગ હિતકારી રે, કરે શેવા સુર અવતારી રે; ગૌતમ પમુહા ગણધારી, સનેહિ વીરજી જયકારી રે. ૧ અંતરંગ રિપુને ત્રાસે રે, તપ કોપા ટોપે નિવાસે રે; લહ્યું કેવળનાણ ઉલ્લાસે. સનેહિ૦ ૨ કટીલંકે વાદ વદાય રે, પણ જિન સાથે ન ઘટાય રે; તિણે હરિલંછન પ્રભુ પાય. સનેહિ૦ ૩ સવિ સુર વહુ થેઈ થેઇકારા રે, જળપંકજની પેરે ન્યારા રે, તજી તૃષ્ણા ભોગ વિકારા. સનેહિ૦ ૪ પ્રભુ દેશના અમૃતધારા રે, જૈનધર્મ વિષે રથકારા રે; જેણે તાર્યા મેઘકુમારા. સનેહિ૦ ૫ ગૌતમને કેવળ આલી રે, વર્યા ઘાતીએ શિવ વરમાળી રે; કરે ઉત્તમ લોક દીવાળી. સને૦ ૬ અંતરંગ અલછ નિવારી રે, શુભ સજજનને ઉપગારી ; કહે વીર વિભુ હિતકારી. સનેહિ૦ ૭

## પાંચમનું સ્તવન.

પંચમી તપ તમે કરો રે પ્રાણી, જેમ પામો નિર્મળ જ્ઞાન રે; પહેલું જ્ઞાન ને પછી ક્રિયા, નહીં કોઈ જ્ઞાન સમાન રે. પંચમી૦ ૧ નંદીસૂત્રમાં જ્ઞાન વખાણ્યું, જ્ઞાનના પાંચ પ્રકાર રે; મતિ શ્રુત અવધિ ને મનઃપર્યવ, કેવળ એ, ઉદાર રે. પંચમી૦ ૨ મતિ અઠ્ઠાવીશ શ્રુતિ ચઉદહ વીસ અવધિ છ અસંખ્ય પ્રકાર રે; દોય ભેદ મનઃપર્યવ દાખ્યું કેવળ એક ઉદાર રે. પંચમી૦ ૩ ચંદ્ર સૂર્ય ગ્રહ નક્ષત્ર તારા, એકથી એક અપાર રે; કેવળજ્ઞાન સમું નહીં કોઇ,

લોકાલોક પ્રકાશ રે. પંચમી૦ ૪ પારશ્વનાથ પ્રસાદ કરીને મહારી પૂરો ઉમેદ રે, સમયસુંદર કહે હું પણ પ્રણમું, જ્ઞાનનો પાંચમો ભેદ રે. પંચમી૦ ૫

## આઠમનું સ્તવન.

હાં રે મારે ઠામ ધરમના સાડા પચ્ચવીશ દેશજો, દીપે રે ત્યાં દેશ મગધ સહુમાં શિરે રે લોલ; હાં રે મારે નયરી તેમાં રાજગૃહિ સુવિશેષજો, રાજે રે ત્યાં શ્રેણિક ગાજે ગજપરે રે લોલ. ૧ હાં રે મારે ગામ નગર પુર પાવન કરતા નાથજો, વિચરંતાં તિહાં આવી વીર સમોસર્યારે લોલ હાં રે મારે ચૌદસહસ મુનિવરના સાથે સાથ જો, સુધારેતપ સંયમ શિયળે અલંકર્યા રે લોલ. ૨ હાં રે મારે ફુલ્યા રસ ભર ઝુલ્યા અંબ કદંબજો, જાણું રે ગુણ શીલ વન હસિ રોમંચિઓ રે લોલ; હાં રે મારે વાયા વાય સુવાય તિહાં અવિલંબ જો, વાસે રે પરિમલ ચિહું પાસે સંચિઓ રે લોલ. ૩ હાં રે મારે દેવ ચતુર્વિધ આવે કોડાકોડજો, ત્રિગડું રે મણિ હેમ રત્નનું તે રચે રે લોલ; હાં રે મારે ચોશઠ સુરપતિ સેવે હોડા હોડજો, આગે રે રસ લાગે ઈંદ્રાણી નચે રે લોલ, ૪ હાં રે મારે મણિમય હેમ સિંહાસન બેઠાઆપ જો, ઢાળે રે સુર ચામર મણિ રત્ને જડ્યા રે લોલ; હાં રે મારે સુણતાં દુંદુભિ નાદ ટળે સવિ પાપજો, વરસે રે સુર ફુલ સરસ જાનુ અડ્યાં રે લોલ. ૫ હાં રે મારે તાજે તેજે ગાજે ઘન જેમ લુંબજો, રાજે રે જિનરાજ સમાજે ધર્મને રે લોલ; હાં રે મારે નિરખી હરખી આવે જન મન લુંબ

જો, ગોપે રે રસ ન પડે ઘોપે ભમમાં રે લોલ. ૬ હાં રે મારે આગમ જાણી જિનનો શ્રેણિકરાયજો, આવ્યો રે પરિવરિયો હય ગય રથ પાયગે રે લોલ; હાં રે મારે દેઇ પ્રદક્ષિણા વંદી બેઠા ઠાયજો, સુણવા રે જિનવાણી મોટે ભાગ્યે રે લોલ. ૭ હાં રે મારે ત્રિભુવન નાયક લાયક તવ ભગવંતજો, આણી રે જન કરૂણા ધર્મકથા કહે રે લોલ; હાં રે મારે સહજ વિરોધ વિસારી જગના જંતજો; સુણવા રે જિનવાણી મનમાં ગહગહે રે લોલ. ૪

## એકાદશીનું સ્તવન.

જગપતિ નાયક નેમિ જિણંદ, દ્વારિકા નગરી સમોસર્યા, જગપતિ વંદવા કૃષ્ણ નરિંદ, જાદવ કોડશું પરિવર્યા ૧ જગપતિ ધીગુણ ફુલ અમુલ, ભક્તિ ગુણે માળા રચી; જગપતિ પૂજી પૂજે કૃષ્ણ, ક્ષાયિક સમકિત શિવરૂચી. ૨ જગપતિ ચારિત્ર ધર્મ અશક્ત, રક્ત આરંભ પરિગ્રહે; જગપતિ મુજ આતમ ઉદ્ધાર, કારણ તુમ વિણ કોણ કહે. ૩ જગપતિ તુમ સરિખો મુજ નાથ, માથે ગાજે ગુણ તીલો; જગપતિ કોઈ ઉપાય બતાવ, જેમ કરે શિવવધુ કંતલો. ૪ નરપતિ ઉજ્જવલ માગશિર માસ, આરાધો એકાદશી; નરપતિ એકસોને પંચાસ, કલ્યાણક તિથિ ઉલ્લસી. ૫ નરપતિ દશ ક્ષેત્રે ત્રણ કાળ, ચોવીશી ત્રીશે મળી; નરપતિ નેવું જિનનાં કલ્યાણ, વિવરી કહું આગળ વળી. ૬ નરપતિ અર દિક્ષા નમિ નાણ, મલ્લી જન્મ વ્રત કેવળી; નરપતિ વર્તમાન ચોવીશીમાંહે, કલ્યાણક આવલી. ૭ નરપતિ મૌન

પણે ઉપવાસ, દોઢશો જપમાળા ગણો; નરપતિ મન વચ કાયા પવિત્ર, ચરિત્ર સુણો સુવ્રતતણો. ૮ નરપતિ દક્ષિણ ઘાતકીખંડ, પશ્ચિમદિશિ ઈક્ષુકારથી; નરપતિ વિજયપાટણ અભિધાન, સાચો નૃપ પ્રજાપાળથી. ૯ નરપતિ નારી ચંદ્રાવતી તાસ, ચંદ્રમુખી ગજગામિની; નરપતિ શ્રેષ્ઠી શુર વિખ્યાત, શીયલ સલીલા કામિની. ૧૦ નરપતિ પુત્રાદિક પરિવાર, સાર ભૂષણ ચીવર ધરી; નરપતિ જાયે નિત્ય જિન ગેહ, નમન સ્તવન પૂજા કરે. ૧૧ નરપતિ પોષે પાત્ર સુપાત્ર, સામાયિક પોષધ વરે; નરપતિ દેવવંદન આવશ્યક કાળ વેળાએ અનુસરે. ૧૨

## કાયા અને જીવનો સંવાદ.

### ખમાચ—કાફી.

ચેતે તો ચેતાવું તને રે, પામર પ્રાણી.—એ દેશી.

કાયા જીવને કહે છે રે ઓ પ્રાણપતી, લાડ તો લડાવ્યાં સારાં, કદી ન કર્યા હુંકારા; આજ તો રીસાણા પ્યારા રે. ઓ પ્રાણ૦ ૧ ભેળા બેશીને જમાડી, બાગ બગીચાને વાડી, ફેરવી બેસાડી ગાડી રે. ઓ પ્રાણ૦ ૨ અત્તર ફુલેલ ચોળી, કેસર કસુંબા ઘોળી; રમ્યા રંગ રસ રોળી રે. ઓ પ્રાણ૦ ૩ શણગાર તો સજાવી, આભુષણોને પહેરાવી; મોજ મનને કરાવી રે. ઓ પ્રાણ૦ ૪ રોજ તો હસીને રહેતા, પાણી સાટે દુધ દેતા, આજ મૌન ધારી બેઠા રે. ઓ પ્રાણ૦ ૫ સુજનની એવી રીતી, જેની સાથે કરે પ્રીતી, વગડે ન મૂકે રોતી રે. ઓ પ્રાણ૦ ૬ કરૂં છું હું કાલાવાલા, મુજને ન મુકો વહાલા; સાથે રાખો ને છોગાળા રે. ઓ.

# જીવ અને કાયાનો સંવાદ.

## ચેતે તો ચેતાવું તને રે, પામર પ્રાણી.—એ દેશી.

જીવ કાયાને સુણાવે રે, ઓ કાયા ભોળી, કાયા તું કામણગારી, પાસમાં પડયો હું તારી, પ્રભુને મુકયા વિસારી રે. ઓ કાયા૦ ૧ તારી સાથે પ્રીતી કરી, જરી ન બેઠો હું ઠરી, પાપની મેં પોઠ ભરી રે. ઓ કાયા૦ ૨ ઘણી વાર સમજાવી, હઠીલી ન સાન આવી, મુજને દીઓ ડુબાવી રે. ઓ કાયા૦ ૩ નીતીનો પ્રવાહ તોડયો, અનીતિનો પંથ જોડયો; સજ્જનનો સંગ છોડયો રે. ઓ કાયા૦ ૪ સદ્દગુણને નિવાર્યા, દુર્ગુણને વધાર્યા, કથન ન કાન ધાર્યા રે. ઓ કાયા૦ ૫ આતમા હું ચિદાનંદી, કાયા તું દીસે છે ગંદી; તારી સંગે રહ્યા મંડી રે. ઓ કાયા૦ ૬ સોબતે અસર આવે, લસણનો સંગ થાવે; કસ્તુરી સુગંધ જાવે રે. ઓ કાયા૦ ૭ બગડયો હું તારી સંગે, રમ્યો પરરામા રંગે; કુડાં કૃત્ય કીધાં અંગે રે. ઓ કાયા૦ ૮ પારકી થાપણ રાખી, આળ ઓર શીર નાંખી; જુઠી મેં તો પુરી સાખીરે ઓ કાયા૦ ૯ પ્રાણ પાંજરામાં પ્યારી, રહ્યો છું કરાર ધારી; કાયા નાવે કોઇ હારી રે. ઓ કાયા૦ ૧૦ મારો છેડો છોડો કાયા, કારમી લગાડો માયા; તારાથી ભોળા ઠગાયારે ઓ કાયા૦ ૧૧ કાયાની માયાને છોડી, શુકરાજ ગયા ઉડી પ્રાણ પીંજરાને ત્રોડી રે. ઓ કાયા૦ ૧૨ અનિતિના કામ તજો, નિંદા તજી પ્રભુ ભજો; સાંકળાની શીખ સજો રે. ઓ

## સ્તવન.

પીલુ દેનાથી—તાતનો ભરૂસો નથી રે.—એ દેશી.

તનનો ભરૂસો નથી રે, ચેતન તારા તનનો ભરૂસો નથી રે;
ચંચળ જળ કલ્લોલ આવરદા, શેગટ રહ્યા મથીરે. ચેતન૦
જન્મ્યો જે નર જગતમાં, તે નિશ્ચય મરનાર;
આશા ઉમ્મર જેવડી, તૃષ્ણાનો નહીં પાર. તનનો૦
છત્રપતિ લખપતિ ગયા, ગયા નૃપતિ કૈં લાખ,
જરા ફુંકે જન ફાટતા, બાળી કીધા રાખ. તનનો૦
ખમા ખમા પરિજન કરે, રાવણ સમ અભિમાન;
નામદાર નર વહી ગયા, ઠામ ઠર્યા શમશાન. તનનો૦
પરિગ્રહના આરંભથી કર્યા કુકર્મ અપાર;
પાપે પૈસા મેળવી થયો મોટ સાહુકાર. તનનો૦
લોક ભણે લખપતિ થયો, પણ શું પામ્યો બેલ;
તુજ સાથે શું આવશે, તપાસ તારો મેળ. તનનો૦
નિજ હાથે જે વાવરે, તે પોતાનું થાય;
પછી વધારો જે વધે, માલીક ઓર ગણાય. તનનો૦
મધપૂડો માખી રચે, દાન ન દીધું પાન;
લુટનારો લુંટી ગયો ઘશી પગ ખોયા પ્રાણ. તનનો૦
હજી વખત છે હાથમાં, કર શુભ સુકૃત કામ;
પરમારથ પ્રીતે કરી, કરો અમર નિજ નામ. તનનો૦
ભવ નાટકના ભવનમાં ભજવ્યા વિધવિધ વેષ;
રાય રંક ખગ પશુ બન્યો, લહ્યો ન તત્વ પ્રવેશ. તનનો૦

આતમ અર્પો નિર્મળો, પ્રભુ ચરણે ચિત્ત લાય;
તાપ મરે જીન જાપથી, સકળ મહોદય થાય. તનનોo

## સ્તવન.

### ઝીંઝોટી—બોજા ભગતના ચાબખાની દેશી.

સુરખો ગાડી દેખી મલકાવે, ઉમર તારી રેલતણી પરે જાવે; સંસાર રૂપી ગાડી બનાવી, રાગ દ્વેષ દો પાટા; દેહ ડબાને પલ પલ પૈડાં, તેમ ફરે આવખાના આંટા રે. સુo ૧ કરમ અંજીનમાં કષાય અગ્નિ, વિષ વાયુ માંહે ભરીયું ત્રષ્ણાનું ભુંગળું આગળ કરીયું, ત્યારે ગતિ માંહે ફરીયું રે. સુરખોo ૨ પ્રેમ રૂપી આંકડા વળગાડ્યા, ડબે ડબા જોડ્યા ભાઈ; પૂરવ ભવની ખરચી લઇને, ચેતન બેસારૂ બેઠા માંહી રે. સુરખોo ૩ કોઇએ ટીકીટ લીધી નર્ક તીર્યંચની, કોઇએ લીધી મનુષ્ય દેવ; કોઇએ ટીકીટ લીધી સિદ્ધ ગતિની, પામ્યા અમૃત મેવા રે. સુરખોo ૪ ઘડી ઘડી ઘડીયાળો વાગે, નીસિદીન એમ વહી જાવે; વાગે સીટીને ઉપડે ગાડી, આડા અવળા માઇલ આવે રે. સુરખોo ૫ આયુષ્ય રૂપી આવ્યું સ્ટેશન, હંસલો તે હાલું હાલું થાય; પાપ ભરી પાકીટ લઇ જાતાં, કાળ કોટવાળ ત્યાં આવે રે. સુo ૬ કાળી નરકમાં જમરાય પાસે, જઇને સોંપ્યો તતકાળે; આરંભ કરીને આવ્યો પરોણો તેને, કુંભી રે પાકમાં ઘાલો રે. સુરખોo ૭ લાખ ચોરાસી જીવા યોનીમાં, જીવડો તે ફરી ફરી આવે; સદગુરૂ શીખ જે ધર્મ આરાધે, તો પામે મુક્તિ

દ્વારે રે. મુરખો૦ ૮ સને અઢારસેં છાસીના વર્ષે, આતમ ધ્યાન લગાઇ; ગોપાળ ગુરૂના પુણ્ય પસાયથી, મોહને આગ ગાડી ગાઇ રે. મુરખો૦ ૯

## ચેતવણીરૂપ ચાબખો.

### રાગ ભૈરવી.

ભૂલ્યો શું ભોંય પથારી, પડવું છે પાય પસારી. એ ટેક.
ભારે ભુવન ચણાવ્યાં ઉંચાં, અગણિત ગોખ અટારી;
વાળાની તટીઓમાં છાંટયાં, સ્વચ્છ સુગંધી વારીરે. ભૂલ્યો૦
ગાદી તકીઆ છત્ર પલંગે, સૂઇ રહ્યા શણગારી;
પવનતણા ચાલે છે પંખા, પાય તલાંસે પ્યારી રે. ભૂલ્યો૦
ચંદન પુષ્પ અરગજા અત્તર, શીતળ જળની ઝારી;
ખાશાં ખાનપાનની ખાંતે, રોજ કરે તૈયારીરે. ભૂલ્યો૦
ભોગવિલાસ વિષે સુખસીમા, ધન યોવનથી ધારી;
બ્રુન બગીમાં પ્રમદા સાથે, ખાય હુવા પરવારીરે. ભૂલ્યો૦
બાગ બગીચામાં બહુ રીઝયો, નચવી નકટી નારી;
દયા ધર્મ કે દાન ન દીધાં; પુંજી ગઇ પરબારીરે. ભૂલ્યો૦
પુત્ર કલત્ર મિત્ર મમતાએ, મારી મોહ કટારી;
દુઃખદ કામ ક્રોધ લોભને, તું સમજયો સુખકારીરે. ભૂલ્યો૦
ઠાઠ બધો અહીંઆં રહી જાશે, સાથ ન આવે તારી;
અંતે તે સર્વે મૃગજલ છે, ખોટી મેલ ખુમારીરે. ભૂલ્યો૦
શમ દમ સાધન સાધ્ય વિવેકે, કર સંગતિ અતિ સારી;
અરિહંત ગુણ અંતર સંઘરી લે, વશમી વાટ વિચારીરે. ભૂલ્યો.

બીજો ભાગ સમાપ્ત.

# ભાગ ૩ જો.

## નાટકના રાગનાં ગાયનો.

### ગાયન ૧ લું.

સુઘડ મન ઉલટ અતીશે છાઈ છે.—એ રાગ.

ભવીક જન ઉમંગ અતીશય લાવીને,
શ્રી જીનમંદીર અંદર ફરતા ફરરરરરરરર ફરરરરરરરર.
ઝૂમક ઝુમક રમતા રસીલા, ઘુમક ઘુમક ઘુમતા છબીલા,
સનનનનનનન શોર મચાવે, શ્રી ચિંતામણી પાર્શ્વ રીઝાવે;
ભવદુઃખ દળદર દુર હઠાવે, ગાવે, બજાવે તાન માન,
ધીરકટ તાના તનનન ધીરકટ તીરકટ ધા ધા ધા. ભવી૦

### ગાયન ૨ જું.

મધુરી કીરતી સતીની.—એ રાગ.

આવો આજ અંગમાં ઉમંગ રંગ ભરી,
ગુણ ગાવા જીનજીના (૨) સ્તવન ઉચરી. આવો૦
વિવિધ પાપ ત્રિવિધ તાપ સતત દૂર કરે,
ન્યાયિ ન્યાયિ સુખદાઇ ઈશ એ ખરે;
ભાગ્યશાળી ભાવી 'નાન' પાપને હરે,
જૈનબાળ મંડળી આ વંદતી ફરી, આવો૦

### રીખવદેવનું ગાયન ૩ જું.

અમન ચમન નમન નમન નમન સાથ નોકરી.—એ રાગ.

વંદન વંદન વંદન વંદન, વંદન કરૂં આપને,
રીખવ દાદા દીલ ધારી, વંદન કરૂં આપને. રીખભ૦

હરનીશ હું ગુણ ગાઉં, ચરણ કમળ ચિત્ત લાવું;
મોહ મદ માયા તજી, ટાળવા કુતાપને. રીખભ૦
ઝુમક ઝુમક ઝુમક નાચું, ઝુમક ઝુમક ઝાંઝ સંગ;
તનનન સતાર તાર; ઠુમક મારી થાપને. રીખભ૦
દાદા રેંમ રાખી આપ, કાપો તાપ પાપ અમાપ;
નેહથી નમે છે 'નાન' જપી નિત્ય જાપને. રીખભ૦

## સુપાર્શ્વનાથનું ગાયન ૪ થું.

બરવો.—થયા છો રે પતી.—એ દેશી.

થયો છે રે અમ સફળ દીવસ જીન દરશનથી આજે,
પ્રભુના દરશનથી આજે;
સપ્તમ દેવ સુપાર્શ્વજી તારી, મુરતી મોહનવેલ,
જયવંતા, અરિહંતા, ભગવંતા, નિરખંતા,
અતિ આનંદ ઉલસિત તન મન ધન ઘડી
ધન પળ આ છાજે.—થયો૦
નાથ નીરંજન ખંજન અંજન ભવ દુઃખ ભંજન રૂપ,
શ્રી શાન્તિ, સુખકાન્તિ, ગુણ ખાન્તી, ટળે ભ્રાન્તી,
આતમ ગુણ નીરમળ જગકંત ભવી
ભવ ભ્રમણા ભાજે.—થયો૦
પંચમ કાળે પામર પ્રાણી, જીનવાણીથી વિમુખ
સુણ ગાને, ધ્યાને ધ્યાને, મનમાને, તાતાને.
મંગળ મહાવીર કહે લહે ક્ષય કરી, કર્મ ધર્મ રાજે.—થયો.

## વિમળનાથનું ગાયન ૫ મું.

પીલુ—મેનાવતી માતા નીર ભર્યાંરે થારા નેનમે—એ દેશી.

વિમળ જિન સેવે વિમળ ગતિ મતિ થાય રે; વિમ-

ળ જિન જોતાં દુર ગતિ દુર પલાય રે. વિમળ૦ સેવો સેવો સેવો કહે છે, સેવા ભેદ વખાણે; દ્રવ્ય ભાવથી સેવે તેને, જન્મ મરણ મિટ જાય રે. વિમળ૦ મનહર મુરત સુરપતિ નરપતિ, હરખે દરીશણ પામી; દ્રવ્ય ભાવ દરિશન અનુભવમય, ત્રિજે ભવ સિદ્ધ તાય રે. વિમળ૦ મન વચ કાયા સ્થિર કરી ધ્યાવે, જ્ઞાન ક્રિયા મન ભાવે; મંગળમય ટોકરસિંહ નિશ્ચે, શિવરમણી પદ પાય રે. વિમળ૦

## શાન્તીનાથનું ગાયન ૬ ઠું.

વીરા વેશ્યાના ચારી, ઉભા અટારી.—એ રાગ.

શ્રી શાંતી તુમારી, છે બલીહારી, જગ વિષે જીનરાજ,
પુરો આશા અમારી દઇ સુખકારી, છે બલીહારી. જગ.
કુસુમ વાસિત આસન સુંદર, ધુપ ધુપાદિની ધુમ;
ઉડી રહી અલબેલા સ્વામી, નાચું છનક છુમ;
ભાવ અંતર ધારી, જ્ઞાન સુધારી, છે બલીહારી. જગ.
રોગ શોક વિયોગ વિદારી, દેજો દરશન દાન;
વાજતા ગુહીર મૃદંગ સાથે, નિત્ય લગાવું તાન;
પ્રભુ ભક્તિ વધારી, જય જયકારી, છે બલીહારી. જગ.
મુગટ મંડળ કાને કુંડળ, ઝમકે ઝાક ઝમાળ,
શાન્તી સંઘમાં શાન્તી ફેલાવી, કરજો મંગળ માળ;
માગે 'નાન' વિચારી, વિનય ધારી, છે બલિહારી. જગ.

## અરનાથનું ગાયન ૭ મું.

પીલુ—જોબનના રંગમાં ઝુલે.—એ દેશી.

આ અરજી અર જીનવરજી. ટેક.—અમ તારો ગરીબ નીવાજ

શ્રીરૂદ તુમરાજ સહાયતા કરજી.—આ અરજી૦
ચાર ગતિમાં લાખ ચોર્યાસી, યોની દુઃખની ખાણ;
કાળ અનાદી ભવ અટવીમાં, ભ્રમણ કર્યું ભગવાન.
સહાયતા કરજી.—આ અરજી૦
કામ ક્રોધ મદ મોહ માનથી. છોડાવો જગનાથ;
પામર પ્રાણી કરૂં પ્રાર્થના, ગ્રહો સેવકનો હાથ.
સહાયતા કરજી.—આ અરજી૦
અનંત બળી પણ અબળ થયો હું, કર્મ વિષે કીરતાર;
મહાવીર મંડળ મંગળ માગે, પ્રભુ પદ તુજ આધાર.
સહાયતા કરજી.—આ અરજી૦

## મલ્લીનાથનું ગાયન ૮ મું.

### જીંઝોટી તાલ દાદરો.

પુરણ ભાગ્યે મળ્યા છો મલ્લીનાથ દેવા, કરૂં હું નીત્ય શેવા,
આપો મને મોક્ષ મેવા, આપો મને મોક્ષ મેવા,
આપો મને મોક્ષ મેવા. જય, જય, જય, જય.
જુવો તપે બેઠા છો જાણે જોત જેવા,
માગું હું શરણે રહેવા, કરમના દંડ દેવા,
કરમના દંડ દેવા, કરમના દંડ દેવા. જય, જય, જય, જય.
આવો ગાવો બજાવો બંધુ નૃત્ય કરી, તારી દયો પ્રેમ કરી,
દહાડો નહીં આવે ફરી, દહાડો નહીં આવે ફરી,
દહાડો નહીં આવે ફરી. જય, જય, જય, જય.

## મલ્લીનાથનું ગાયન ૯ મું.

### નિર્બળ શત્રુ સબળ રાજ્યપર.—એ રાગ.

મલ્લી જીણંદા, છો સુખકંદ, કષ્ટ અમારાં કાપીને,

મહેર કરી મહારાજ અમોને સહાય તમારી આપોને,
છોજી અતી દયાવાન, પ્રભુ ભારી કૃપાવાન, (૩)
નથી નથી નથી કોઇ આપની સમાન,
હરનીશ હોંશ ધારી, ધરૂ તમ ધ્યાન.—છોજી, મહી૦
હુંતો કેસર ચંદને કરૂં પુજા ધરી પ્રીત, (૨)
અસાર સંસારમાંથી કાઢી નાંખી ચિત્ત,
નાનો નેહ ધરી નીત્ય, ગાય આપ ગીત. હુંતો.—મહી૦

## નેમનાથનું ગાયન ૧૦ મું.

બરવો—એ માથે મટુકી લઇ જાઉં.—એ દેશી.

એ..........નેમ ગયે ગિરનાર,
પ્યારા પ્રીતમ પ્યારી કરે રે પોકાર.—એ૦
આઠ ભવની પ્રીત તમારી, એક પલમાં તે નીવારી
છોડ ગયે ગીરનાર.—એ૦
શક્તિ તેજ પતિ સંગે, નેમ રાજુલ રાગ રંગે,
અંગળ મુક્તિ મોઝાર.—એ૦

## પાર્શ્વનાથનું ગાયન ૧૧ મું.

મહાડ—મને સહાય કરશે મોરારી રે.—એ દેશી.

પ્રભુ પારસ પરમ ઉમકારીરે, તમે સેવો સકલ નર નારી,
બળતા હતારી દયા દિલ ધારી,
નાગ નાગણી ભયથી ઉગારી.—પ્રભુ૦
નવકાર મંત્ર પવિત્ર કર્યો, સુર લોક ભલા સુખકારી,
શાંતમુદ્રા મોહનગારી, સુરત પર જાઉં વારી.—પ્રભુ૦

## મહાવીરસ્વામીનું ગાયન ૧૨ મું.

બરવો.—જપતી પ્રીતમની જપમાળ.—એ દેશી.

મનહર મહાવીર ગુણ મણી માળ, મુર્ત્તિ મોહનવેલી. ટેક.
વરીઆ શીવરમણી વ્હેલી આહા અલબેલી,
પામ્યા પરમાતમ પદવી અમ પહેલી. મનહર.
સંસારી સુખ અનુભવ્યાં, નાથ અમારી સાથ,
કરી ઉતાવળ એકલાં, કેમ તર્યા ભવપાર.
અમને મનમોહન મેલી ખેલ તું ખેલી,
પામ્યા પરમાતમ પદવી અમ પહેલી- મનહર૦
અંતર નિરંતર સદા, જાપ જપું જીનરાજ;
ચરણ કમળની ચાકરી, અનુચર માગે આજ.
કરીયે કૃપાળુ દૃષ્ટિ પ્રેમ ભરેલી,
પામ્યા પરમાતમ પદવી અમ પહેલી. મનહર૦
દર્શન થતાં ભવ દવ વિષે, ઉગારો અરિહંત;
કર જોડી વિનતિ કરૂં, આપો સુખ અનંત.
શિવસુત કેશવના બેલી, પાપને ઠેલી,
પામ્યા પરમાતમ પદવી અમ પહેલી. મનહર૦

## ગાયન ૧૩ મું.

પીલુ બરવા તાલ દાદરો.

પ્રભુ મુજ અંતરજામી, હો પ્રભુ મુજ અંતરજામી;
અંતરની અડચણો આપ કાપીએ,
અમે કહીએ શીરજ નામી, હો અમે કહીએ શીરજનામી
સેવકનાં દુઃખ દયા કરીને દાબીએ,

પાપો ઘણાં કીધા તણામાં કશીજ નહી રાખી મણા;
એવાં અઘોર કુકૃત્યો, આ જીવે કીધા ઘણાં. પ્રભુ૦
પ્રભુજી હવે તું તારને સંસારમાં છે દુઃખ ઘણાં,
ગુણ ગાયે મહાવીર મંડળી, હમેશા પ્રભુજી તણા. પ્રભુ૦

## ગાયન ૧૪ મું.

### રાસડો—તાલ, કેરબો.

સુંદર શામળીઆ, નામ જપીશ નિત્ય તારૂં.—એ રાગ.

જુગતે જીનવરજી, ધ્યાન તમારૂં ધારૂં,
સુણજો આ અરજી, તન મન તમપર વારૂં,
ભાવથકી નીચ ભક્તિ હું ધારૂં, કેસર ચંદન ચરચું પ્યારૂં,
નૈવેદ્ય નાથ ધરાવું સારૂં, આરતી મંગળ આજ ઉતારૂં,
કાપજો કષ્ટ કૃપાળુ. જુગતે જીનવરજી૦
કામ ક્રોધ મદ [illegible] નીવારી, સાહેબ સાચી ભક્તિ તમારી
નાન સંઘ ઉછરંગ વધારી, સુરત સંગિત મંડળી સારી,
ગાયે ગુણ મયાળુ. જુગતે જીનવરજી૦

## ગાયન ૧૫ મું.

### જીંઝોટી.—ધન્ય ભાગ્ય પધાર્યા સમરા.—એ દેશી.

જય જીનવર જગહિતકારી, લગની લાગી તમ સારી;
દયો દાદા પાર ઉતારી, જય જય નમું જીનરાજ.
મુખ ચંદ્ર સમું સુખકારી- કાયા કંચન ગુણકારી,
નિહાળી જાઉં હું વારી રે—મુખચંદ્ર- જય જય૦
ભવરણમાં ભુલો પડીયો, મોહમાયા પડખે ચડીયો,
શોકટ કુલી આથડીયો રે, ભવ રણમાં.--જય જય૦

અડગ ખડગ ધરમનું આપો, તો કાપું મારાં પાપો;
તરવા સંસાર તરાપોરે—અડગ૦—જય જય૦
મનવાંછિત મુજને દેજો, સંભાળ સલુણા લેજો;
પડખે નાનાની રહેજો રે—મન વાંચ્છિત૦—જય જય૦

ગાયન ૧૬ મું.

બરવા—તોરી છલબલ હવે પ્યારી.—એ દેશી.

તારૂં તનમનથી તાન, લાગ્યું બચપણાથી ધ્યાન;
તારો તારો ને તમે પાતળીયા પ્રાણ,
વ્હાલા સુરત મઝાની, શાણા સુરત શોલાણી;
મારી આંખ્યો લોભાણી, અલબેલા સુજાણ.—તારૂં૦
મુકી ગુમાન આવ્યો શરણે તમારા નાન,
જ્યોતીમાં જ્યોતી મીલાવો જીવ જાન;
નહીં છોડુંજી છાલ, તમે તજીદો તાલ, આ બાળાની સંભાળ,
હ્યો વાહ વાહ વાહ—વાહ વાહ વાહ વાહ વાહ—તારૂં૦

ગાયન ૧૭ મું.

ચાલો સાહેલી ભુવનેશ્વરીનાં સૌ મળીને.—એ દેશી.

ચાલો ભવિકા, ભાવ ધરીને શ્રી જીનની ભક્તિ કરવા;
મોહને મારી માયા નિવારી ભારી ભવજલથી તરવા,
નેહ થકી નિત્ય ધ્યાનજ ધરવા, સુંદર શીવ રમણી વરવા
કામ ક્રોધ મદ મોહ તજીને, પુન્ય કુંજ માંડો ભરવા,
મન વચન ને કાયે કરી જા, નાન અમર પદમાં ચરવા.

ગાયન ૧૮ મું.

હયે કુદરતે સુબહાની.—એ રાગ.

ઓ ચેતન ચેતી જાતું, નફટ નહિ થાતું;

ધરમ તરફ ધા તું, ગુરૂના ગુણ ગા તું.
આ હેમને હવેલી, નારી પણ નવેલી;
જાવું જરૂર મેલી, ગુરૂના ગુણ ગા તું.
ઉંઘ આળસમાં ઉંધી, ચતુર ગયો ચુકી;
શીર કાળ રહ્યા ઝુકી, ગુરૂના ગુણ ગા તું.
કર કેસર કસ્તુરી, ફુલ માળ લે મધુરી;
પ્રભુને પુજય તું રી, ગુરૂના ગુણ ગા તું.
કર્યું હાથે તે સાથે, "નાનો" કે' એ માટે;
તજી તું ઉચાટે, ગુરૂના ગુણ ગા તું.

## ગાયન ૧૯ સું.

વરમાળ હાથે ઝાલી.—એ રાગ.

આયુષ આગગાડી, સંસાર સડકે ચાલી;
બાળ જુવાની વૃદ્ધ વય ડબ્બા,
સુખ દુઃખ લગેજ લગાડી. આયુષ૦
દશાતણાં નાળાં નદી, દરિયો પણ દેખાય;
પાપ પુન્યના પુલ છે, પસાર ત્યાંથી થાય. આયુષ૦
કાળ કોટડી દેખીને, શ્વાસ સીસોટી થાય;
કુટુંબ કમીલા કામદાર, જમને સોંપી જાય. આયુષ૦
વડું મથક વૈરાગ્યનું, પુન્યતણા ત્યાં પાસ;
સત્ય શીયળ જપ તપતણો. તપાસ થાયે ખાસ. આયુષ૦
ચતુર ચેતન ચેતજે, રહેજે હદે સુબોધ;
નેહે નાનાલાલ કહે, ધારી ધર્મનો ધોધ. આયુષ૦

## ગાયન ૨૦ મું.

ઇસ પાપી જગમાં ધન્ય હે એસે ધરમી.—એ રાગ.

આ જુઠ્ઠા જગમાં સાચી રહાય શ્રી જીનરાજની, વીતરાગની, જગ જન વંદન, જેહુ નીરંજન નાથ અરૂપી, સમતાસાગર તેજ સ્વરૂપી, કરૂણાકારી કર્મની કુચ્ચી, તોડી ફોડી નાંખી કુંપી, શેવક તારો, પાર ઉતારો, ધન્ય ઘડી છે આજની, હો આજની. આ જુઠ્ઠા૦ બચપણ ખોયું ખેલ ગમ્મતમાં, જુવાની ગઇ મોહ મમ્મતમાં; વૃદ્ધવયે પડીયો ખટપટમાં, આખર કાળે લીધો ઝપટમાં, ત્યારે મન પસ્તાવા બેઠો, ઉંચે જાતાં હેઠો પેઠો, માફી માગું, પાયે લાગું છે, આશા છે જીનરાજની, શીરતાજની. આ જુઠ્ઠા૦

## ગાયન ૨૧ મું.

દિલ મારૂં માને નહિં, મનડું ઠરે નહિ.—એ રાગ.

મન મર્કટ માને નહીં, તર્કટ જાણુ નહીં, ત્યારે કરૂં શું તેહને?
જોયું જગમાં ફરી ફરી, થાકો મરી મરી, સાચો ન સાચા
સ્નેહને.—મન૦

નીરખ્યું નીજ સ્વરૂપને, ઓળખ્યા તેણુ ઇશ;
અન્ય ગમે ત્યાં આથડે, જડે નહીં જગદીશ. મન૦
નાભી કમળમાં નાથ છે, સુંદર તેજ સ્વરૂપ;
જીન જ્યોતિ નિજ રૂપને, ઓળખાવે અનૂપ. મન૦
મુરખ મમતા મુકયને, 'હું' પણાની આપ;
ઓળખીશ તું અર્હન્તને, ટળે ત્રિવિધ તાપ. મન૦
જનમ મરણ જખ મારશે, પળશે પાપ અમાપ;

એવું શું આ અવનિમાં, જેની ન છુટે છાપ. મન૦
ગૌતમ આનંદઘન મુનિ, દેવ વિનય વિખ્યાત;
વિજય વિર આતમ મુનિ, પ્રણમું તેહ પ્રભાત. મન૦
આત્મબોધની આટલી, ઓળખ અલ્પ જ્ઞાન;
અંતરથી હું આપતો, નેહ થકી નિત્ય નાન. મન૦

## ગાયન ૨૨ મું.

રેતીમેં બંગલા બનાદે, કીશોરીલાલ.—એ રાગ.

પુન્યના પતંગ ચગાઉં, પ્રભુ પ્યારા પુન્યના પતંગ ચગાઉં.
દયાની દોરી ને ક્રીયાની કીન્યા, જ્ઞાનની ગોઠ લગાઉં. પ્ર૦
સત્ય પવનમાં સાવધ કહીને, પાપથી પેચ લગાઉં. પ્રભુ૦
ધૈર્યની ઢીલ ધીમે ધીમે મુકી, આત્મ શ્રદ્ધાથી અડાઉં. પ્ર૦
કામ ક્રોધ મોહ માયા હરીફને, અડતાઈ ચડુક ઉડાઉં. પ્ર૦
અવનવા ઉત્તમ નાન પતંગ આ, બારે માસ બનાઉં. પ્ર૦

## ગરબો.

કોયલડી તુજ મીઠડી.—એ રાગ.

નેમ નગીના નાથજી, નવ તરસાવો નાર;
વ્હાલા વ્હેલા આવીને, હસ્ત ગ્રહો ધરી પ્યાર.
જોતી વાટ તમ મારે બની બહુ બાવરી રે લોલ;
સમુદ્રવિજય તણા પુત્ર છો, માતુ સીવા દેવી લોલ.
જાદવકુળ ભલી ભાત, તમ મારે બની બહુ૦
અરજ સુણી અબળાતણી, જબરી લાવ્યા જાન;
કર્યો પોકાર પશુએ મળી, સુણ્યો પ્રભુજીએ કાન.
છોડી મને છેલ છબીલા, કયાં ચાલ્યા છોડાવું પશુડાંરે લોલ;

પ્રીતમ પાછા પધારો ઘેરે, પડાવો ન આંસુડાં રે લોલ.
આઠ ભવની પ્રીતડી, પલમાં તુટી ન જાય;
નવમે ભવ છોડું નહીં, લળી લળી લાગું પાય.
રહેતું નથી દીલ શાન્તજ મારૂં, સ્વામી વીના ગભરાવે;
દરીશન પ્યારા ઇચ્છે છે દારા, મળવા આપ સંગ આવે;
સુણો નેમ સુણો મારા ચીત્તડાને ચોરી, મને કયાં વીસારી;
મુજ મન વસીયાજી, સંજમના રસીયાજી.
દંપતિ તો શીવ વરીઆ, રામચંદ રંગે મળીયા;
જોતી વાટ તમ માટે, બની બહુ બાવરી રે લોલ.

## ગરબો.

ગાજે ગગન ગરરરર.—એ રાગ.

ફરકે ધ્વજા જો ફરરરર ધ્વજા જો ફરરરર, જીન મંદીરપર ફરરરર
વાગે ઘંટ જો ઘનનન ઘંટ જો ઘનનન, જીન મંદીરમાં ઘનનન
ભાવે ભાવી જાય સરરરર, બહુ ખુશી થાય ખરરરર. ફરકે.
નીસ્સહી નીસ્સહી ઉચરતાં, પ્રથમ ગભારે જાય;
જોઇ છબી જીનરાજની, એનાં પાતિક દુર પળાય રે. જીવડા
સત્ય કથન આ કહીએ, કેમ રહીએરે મુંઝાઇમાં રે;
જીવડા સત્ય કથન આ કહીએ, ભવ ભ્રમણામાં ભટકતાં;
તારો નાવ્યો પાર, તેથી ચેતી ચીત્તમાં;
ચટપટ ચાલો રે "ન્હાના" ના નાથને નીહાળવારે;
સુર તાળના ક્રમે, જૈન બાળકો રમે.
જોતાં સ્વામી સંભવ જીન, સ્વામી સંભવ જીન;
પામી લઇએ સુખ સરરરર, સુખ સરરરર સુખ સરરરર. ફરકે.

## ગરબો.

પાણી ભરવા હું ગઇતી રે,—એ રાગ.

આવ્યો ઉત્તમ દહાડો રે, પજુસણનો વ્હાલી;
વાંચે સાધુ વખાણો રે, ધરમાનારે ચાલી આવ્યો.
ભવ તરવા સર્વે સુણે, જોને રાખી ધ્યાન. (૨)
શાસ્ત્ર વચન શ્રદ્ધા ધરે, નકી થાય કલ્યાણ.
એવું ભાખી ગયા છે રે, વીર જીન જયકારી; (૨)
તેમ તારી ગયા છે રે, ઘણાં નરને નારી.—આવ્યો.
છઠ્ઠ અઠ્ઠમ કરતાં થકાં, વૃત્તીઓ વશ થાય; (૨)
તો તેને નડશે નહીં, પાપ ખટકો ક્યાંય.
સુખે નાવ સંસારી રે, લેશે ભવજળ તારી; (૨)
'નાન' વાણી આ મારી રે, સદા છે સુખકારી.—આવ્યો.

## ગરબો.

પુનમ ચાંદની શી ખીલી.—એ રાહ.

રસીક રાસ આજ રચશું આણંદ અહીં રે,
હેતે હળી મળી સકળ સમાજ,
મહાવીર મંદીરે મજેથી તાળી આપતાં રે.—ટેક.

ભલા ભવ તરવા મન ઉમંગ છે રે,
માટે સજી આજ સુંદીર શણગાર.—મહાવીર.
ભક્તિ સાચા ભાવથી, ધારે નર ને નાર;
સુખ શાન્તી પામે સદા, વરતે જય જયકાર.
અતી ઉમંગે પ્રભુના ગુણ ગાવતાં રે,
સદા સુખી સુખી સુખીઆ થનાર.—મહાવીર.

પુન્ય પ્રતાપે પામશો, મુક્તિમાળા ચાર;
જંજાળી આ જન મહીં, 'નાન' નથી કાંઈ સાર;
તેથી ચેતી લે ચતુર ચીત પ્રાણીઆ રે,
નિશ્ચે નરરંગ અંગ મળનાર.—મહાવીર.
કંચન કાયા કામની, કંઈ નહીં આવે કામ;
મુકી મનડા ચાલવું, ઠરી ન રહેવું ઠામ.
ત્યારે મારૂં તારૂં કરીને શું સ્થાપવું રે,
સાથે સાચું એક "અરિહંત" નામ.—મહાવીર.
મન મરકટને માનવી, મદ મદીરા પાય;
કહો ગતી કયાં તેહની, ઉત્તમ અરેરે થાય.
જોતાં દયા પુરે સજ્જન દાતારને રે,
તેથી જપ મન "જીનરાજ" નામ.—મહાવીર.

## ગરબો.

રાગ—પીલુ બરવા તાલ, હીંચ પછી દીપચંદી.

ચાલો ચાલો ચતુર નર આજ, જીન મુખ જોવાને,
નમું તારણ તરણ ઝહાજ ભવ દુઃખ ખોવાને;
જપી જાપ સદા જીનરાજ, અઘમલ ધોવાને,
એ કરીએ નીરમળ કાજ, શીવવધુ સોહવાને;
વિધિ સહિત સ્વામી સેવીએ સદા,
માગીએ છે મંગળ મહારાજ રે,
અમને સંસાર સીંધુ તાત તારીએ,
આશરો અમોને પ્રભુ એક આપનો,
કરીએ સર્વજ્ઞ સુપસાય રે.—અમને સંસાર૦

મૃગમદ કેસર ચંદન ચોળી, અગરવર ઘનસારને ઘોળી, પુજે મહાવીરજીન ટોળી, તન મન વચન સુધારી, જાસુલ ફુલ અમુલ્ય ચડાવે, શીવસુત કેશવ શીષ નમાવે, સુખકર સેવા બજાવે, તન મન વચન સુધારી. ચાલો૦

પદ ૧.

બેહેર બેહેર નહીં આવે, હો અવસર બેહેર બેહેર નહીં આવે. ટેક. જ્યું જાણે ત્યું કરલે ભલાઇ, જનમ જનમ સુખ પાવે. અવસર૦ ૧ તન ધન જોબન સબહી જુઠો, પ્રાણ પલકમેં જાવે. અવસર૦ ૨ તન છુટે ધન કોણ કામકો કાયકુ કૃપણ કહાવે. અવસર૦ ૩ જાકે દિલમેં સાચ બસ તહે, ત્યાકુ જુઠ ન ભાવે. અવસર૦ ૪ આનંદઘન પ્રભુ ચલત પંથમેં, સમરી સમરી ગુણ ગાવે. હો અવસર૦ ૫

પદ ૨.

બલિહારી જાઉં વારી, મહાવીર તોરી સમવસરણકી. બલિહારી૦ આંકણી. ત્રણ ગઢ ઉપર તખત બિરાજે, બેઠી છે પરખદા વારી. મહાવીર૦ ૧ વાણી જોજન સહુ કોઇ સાંભળે, તાર્યા છે નર ને નારી. મહા૦ ૨ આનંદઘન પ્રભુ એણીપેરે બોલે, આવા તે ગમનની વારી. મહા૦ ૩

પદ ૩.

હાં રે પ્રભુ ભજ લે મેરા દિલ રાજી. આંકણી. આઠ પોહોરકી ચોસઠ ઘડીયાં, દો ઘડીયાં જિન સાજી રે. હાં રે ૧ દાન પુન્ય કછુ કર્મ કર લે, મોહ માયાકું ત્યાગી રે. હાં રે૦ ૨ આનંદઘન કહે સમજ સમજ લે, આખર ખોવેગા બાજી રે. હાં રે૦ ૩

પદ ૪

કુમકુમને પગલે, પધારો રાજ, કુંમકુમને પગલે. આં કણી. સંસાર છોડી સંજમ આદરવા, દાન દીધાં ઢગલે. પધારો૦ ૧ સેવીકા દેવી સેહેસ પુરૂષસેં, પ્રભુ બેસી ફરો સઘળે. પધારો૦ ૨ વન જઈ પ્રભુ દીક્ષા લીની, ઉપજે જ્ઞાન ચોથું ઢગલે, પધારો૦ ૪ કરમ ખપાવી કેવળ લીધું, મોક્ષે પહોતા તેતો એક મજલે. પધારો૦ ૪ નથુ કલ્યાણ કહે ચેતનને, તું તો એવા પ્રભુ ભજલે. પધારો૦ ૫

પદ ૫

સમેતશિખર ચાલો જઈએ મોરી સજની. સમેત૦ટેક. દશ દેશકે જાત્રાએ આવે, અતિ સુખ અતિ સુખ ચહીએ મોરી સજની. સમેત૦ ૧ વીસે ટુંકે વીસ જિનેશ્વર, વંદીને પાવન થઇએ મોરી સજની. સમેત૦ ૨ મન વચ કાયા પ્રદક્ષણા દે કર, મુક્તિ પદમ પદ લહીએ મોરી સજની. ૩

પદ ૬

પંથીડા પંથ ચલેગા, પ્રભુ ભજલે દીન ચાર. પંથીડા૦ કયા લે આયા, કયા લે જાસે, પાપ પુન્ય દોનું લાર. પંથીડા૦ બાલપણું તેં તો ખેલ ગુમાયો, યૌવન માયા જાળ પંથીડા૦ બુઢાપો આયો ધર્મ ન પાયો, પીછે કરત પોકાર. પંથી૦ જુઠી માયા જુઠી કાયા, જુઠો સબ પરિવાર. પંથી૦ દયા મયા કર પાસ આવંતા, અબતો તેરો આધાર. પંથી૦

પદ ૭

અમે તો આજ તમારા, બે દીનના મેમાન; સફળ કરો

આ સહજ સમાગમ, સુખનું એજ નિદાન. અમે૦ ૧ આ- વ્યા જેમ જશું તે રીતે, સર્વે એમ સમાન; પાછા કોઈ દિને નહિ મળીએ, કયાં કરશો સન્માન. અમે૦ ૨ સાચવ- જો સંબંધ પરસ્પર, ધર્મે રાખી ધ્યાન; સંપી સદ્ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન. અમે૦ ૩ લેશ નથી અમને અંતરમાં, માન અને અપમાન; હોય કશી કડવાશ અમા- રી, તો પ્રિયે કરજો પાન. અમે૦ ૪

પદ ૮

સિદ્ધ સ્વરૂપી સદા પદ તેરા, તું મુરખ કાં ભુલે રે. ટેક. વ્યાજ નશે પહલે નહિં બાંધ્યો, ખામી લગાઇ મુલેરે. સિદ્ધ૦ ૧ નરક નિગોદ કુમતકા શિરપર, આપ બન્યો હે દુલે રે. સિદ્ધ૦ ૨ સબ સંપતકા સુખ દેખકર, ચેતન મન- મેં ફુલે રે. સિદ્ધ૦ ૩ જિનદાસ તેં દુનિયા માંહી, જન્મ લીયો સબ ધુળે રે. સિદ્ધ૦ ૪

પદ ૯

ભુજંગી.

કરો મોજડી આ ત્વચાની રૂપાળી;
પ્રભો ! સ્નાયુને વાપરો દોરી જાણી,
વળી ઓષ્ટપર આપ સ્વચ્છંદ ચાલો,
અને વિરહથી દુઃખીને સુખ આપો;
પ્રભુ આપના ચર્ણનો દાસ હું છું,
સ્વીકારો વિભુ દાસનો દાસ હું છું.

આ માળામાંના દોરાની માફક મેં મારૂં માથું અનેક મણકાઓ (સંકટ) માંથી કહાડયું છે ત્યારેજ હું મ્હને-આત્માને ઓળખી શકયો અને ત્યાંજ શાંત થઈ બેઠો છું.

સાખી.

માળા તો મનકી ભલી, ઓર કાષ્ટકા ભાર;
માળા બીચારી કયા કરે, ફેરવનાર ગમાર.

થોયો.

સંખેશ્વરપાસજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ; મનવંછિત પૂરણ સુરતરૂ, જય માતા સુત અલવેસરૂ. ૧ દોય રાતા જિનવર અતિ ભલા, દોય ધોળા જિનવર ગુણ નીલા; દોય લીલા દોય સામળ કહ્યા, સોળ જિન કંચન વર્ણ લહ્યા. ૨ આગમ તે જિનવરે ભાખિઓ, ગણધર તે હઇડે રાખીઓ; તેહનો રસ જેણે ચાખીઓ, તે હુવો શિવ સુખ સાખીઓ. ૩ ધરણીધર રાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વ તણા ગુણ ગાવતી; સહુ સંઘનાં સંકટ ચુરતી, નયવિમળનાં વંછિત પૂરતી. ૪

ચિંતામણ ચિંતા ચૂરસે, આદેસર આશા પૂરશે;
શાંતીનાથની સેવા જે કરે, જે જોઈએ તે આવી મળે. ૧

બીજની થોય.

દિન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ;
રાય રાણા પ્રણમે, ચંદતણી જિહાં રેખ.
તિહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જિનવર જેહ;
હું બીજ તણે દિન, પ્રણમું આણી નેહ.

## પાંચમની થોય.

શ્રાવણ સુદી દિન પંચમીએ, જનમ્યા નેમ જિણંદતે;
શ્યામવરણ તનુ શોભતુએ, મુખ સારદકો ચંદતો.
સહસ વરસ પ્રભુ આવખુએ, બ્રહ્મચારી ભગવંતતો;
અષ્ટ કર્મ હેલે હણીએ, પોહોચ્યા મુગતિ મહંતતો.

## આઠમની થોય.

મંગળ આઠ કરી જસ આગળ, ભાવ ધરી સુરરાજજી;
આઠ જાતિના કળસ ભરીને, નવરાવે જિનરાજજી.
વિર જિનેશ્વર જન્મમહોચ્છવ, કરતાં શિવસુખ સાધેજી;
આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગળ કમળા વાધેજી.

## એકાદશીની થોય.

એકાદશી અતિ રૂઅડી, ગોવીંદ પૂછે નેમ;
કીણ કારણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ.
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસોને પંચાસ;
તેણ કારણ એ પર્વ મોટું, કરો મોન ઉપવાસ.

## સિદ્ધાચળની થોયો.

શ્રી શેત્રુંજો તિરથ સારો, ગિરિવરમાં જેમ મેરૂ ઉદ્ધારો,
ઠાકોર રામા પાસ; મંત્રમાંહી નવકારજ જાણું,
તારામાં જેમ ચંદ્ર વખાણું, જળધર જળમાં જાણું;
પંખીમાં ઉત્તમ જેમ હંશ, કુળમાંહી જેમ રિખવનો વંશ;
નાભિતણો એ અંશ, ખેમાવંતમાં શ્રી અરિહંત,
તપસુરામાં મહા મુનિવંત, શેત્રુંજે ગયા ગુણવંત. ૧

પુંડરગિરિ મહિમા, આગમમાં પરસિદ્ધ, વિમળાચળ ભેટી, લહીએ અવિચળ રિદ્ધ; પંચમ ગતિ પોહોચ્યા, મુનિવર કોડાકોડ, એણે તિરથે આવી, કર્મ વિપાતક છોડ.

---

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા, મરૂદેવી માયા, ધોરી લંછન પાયા; જગત સ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા, કેવળસિરિ રાયા, મોક્ષનગરે સિધાયા,

## શ્રી સીમંદિર સ્વામીની થોયો,

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહેબ દેવ;
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ;
સકળ આગમ પારક, ગુણધર ભાખિત વાણ;
જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણી ખાંણ.

## પાર્શ્વનાથની થોય.

પાસ જીણંદા, વામાનંદા, જબ ગરભે ફળી;
સુપનાં દેખે અર્થ વિશેખે, કહે મઘવા મળી;
જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે,
નેમિ રાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીએ.

## શ્રી મલ્લિનાથની થોય.

મલ્લિનાથ મુખચંદ નિહાળું, અરિહા પ્રણમી પાતક ટાળું;
જ્ઞાનાનંદ વિમલ પુરસર, ધરણ પ્રિયા શુભ વીર કુબેર. ૧

---

અષ્ટાપદ શ્રી આદિ જિનવર, વીર પાવાપુરી વરૂ,
વાસુપૂજ્ય ચંપાનયર સિદ્ધા, નેમ રેવાગિરિ વરૂં;

સમેતશિખરે વીસ જિનવર, મોક્ષ પોહોત્યા મુનિવરૂ,
ચોવીશ જિનવર નિત્ય વંદુ, સમચ સંઘ સુહંકરૂં. ૧

## ॥ ક્રોધની સઝાય ॥

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે ॥ રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે ॥ કડવાં૦ ॥ ૧ ॥ ક્રોધે ક્રોડ પુરવતણું, સંજમ ફળ જાય ॥ ક્રોધસહિત તપ જે કરે, તેતો લેખે ન થાય ॥ કડવાં૦ ॥ ૨ ॥ સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ ॥ શિષ્યના ક્રોધથકી થયો, ચંડકોશીયો નાગ ॥ કડવાં૦ ॥ ૩ ॥ આગ ઉઠે જે ઘરથકી, તે પેહેલું ઘર બાળે ॥ જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પ્રજાળે ॥ કડવાં૦ ॥ ૪ ॥ ક્રોધતણી ગતિ એહવી, કહે કેવળનાણી ॥ હાણ કરે જેહ હેતની, જાળવજો પ્રાણી ॥ કડવાં૦ ॥ ૫ ॥ ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાઇ ॥ કાયા કરજો નિર્મળી, ઉપશમ રસ નાઈ ॥ કડવાં ફળ છે ક્રોધનાં ॥ ૬ ॥ ઇતિ ॥

## માનના સઝાય.

રે જીવ માન ન કીજીએ, માને વિનય ન આવેરે; વિનય વિના વિદ્યા નહીં, તો કેમ સમકિત પાવે રે; રે જીવ૦ ૧ સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહીં મુક્તિરે, મુક્તિ વિના સુખ શાશ્વતાં, કેમ લહિયે યુક્તિરે, રે જીવ૦ ૨ વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારીરે ગર્વે ગુણ જાયે ગળી, ચિત્ત જુઓ વિચારીરે ॥ રે જીવ૦ ॥ ૩ ॥ માન કર્યું જો રાવણે તેતો

રામે માર્યોરે ॥ દુર્યોધન ગર્વે કરી, અંતે સવિ હાર્યો રે ॥ ॥ રે જીવ૦ ॥ ૪ ॥ સૂકાં લાકડાં સારિખો, દુઃખદાયી એ ખોટો રે ॥ ઉદયરત્ન કહે માનને, દેશો દેશવટો રે ॥ ॥ રે જીવ માન ન કીજીએ ॥ ૫ ॥ ઇતિ ॥

## ॥ માયાની સઝાય ॥

સમકિતનું બીજ જાણીએજી, સત્ય વચન સક્ષાત સાચામાં સમકિત વસેજી, કુડામાં મિથ્યાત્વરે પ્રાણી મકરો માયા લગાર ॥ ૧ ॥ મુખ મીઠા જુઠા મનેજી, કુડકપટનોરે કોટ જીભે તો જીજી કરેજી, ચિત્ત માંહે તાકે ચોટરે પ્રાણી૦ ૨ આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ; મેલ ન છાંડે મનતણોજી, એ માયનો પાસરે પ્રાણી૦ ૩ જેહશું માંડે પ્રીતડીજી, તેહશું રહે પતિકૂળ; મન નવિ મૂકે આમળોજી, એ માયાનું મૂળરે પ્રાણી૦ ૪ તપ કીધું માયા કરીજી, મિત્રશું રાખ્યોરે ભેદ; મલ્લિ જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રી વેદરે પ્રાણી૦ ૫ ઉદય રત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધરે પ્રાણી૦ ૬ ઇતિ.

## ॥ લોભની સઝાય ॥

લોભ ન કરીયે પ્રાણીયારે, લોભ બૂરો સંસાર; લોભ સમો જગમાં નહીં રે, દુર્ગતિનો દાતાર; ભવિકજન લોભ બૂરોરે સંસાર કરજો તુમે નિરધાર ભવિકજન, જીમ પામો ભવપાર ભ૦ લોભ૦ ૧ અતિ લોભે લક્ષ્મીપતિરે, સાગર નામે શેઠ; પુર પયોનિધિમાં પડયોરે, જઇ બેઠા તસ હેઠ ભ૦

લોભ૦ ૨ સોવનમૃગના લોભથીરે, દશરથ સુત શ્રીરામ સીતા નારી ગમાવીનેરે, ભમીયો ઠામો ઠામ ભ૦ લોભ૦ ૩ દસમા ગુણઠાણા લગીરે, લોભતણું છે જોર શિવપુર જાતાં જીવનેરે, એહજ મોટો ચોર ભ૦ લોભ૦ ૪ ક્રોધ માન માયા લોભથીરે, દુર્ગતિ પામે જીવ; પરવશ પડીયો આપડોરે, અહોનિશ પાડે રીવ. ભ૦ લોભ૦ ૫ પરિગ્રહના પરિહારથીરે, લહિયે શિવસુખ સાર દેવદાનવ નરપતિ થઇરે, જાશે મુક્તિ મોઝાર ભ૦ લોભ૦ ૬ ભાવ-સાગર પંડિત ભણેરે, વીરસાગર બુધ શિષ્ય લોભ તણે ત્યાગે કરીરે, પહોંચે સચલ જગીશ ભવિકજન. લોભ૦૭

## ॥ જોવન અથીરની સઝાય ॥

જોવનીઆનાં મોજાં ફોજાં, જાય નગારાં દેતીરે; ઘડી ઘડી ઘડીઆળાં વાજે, તોહી ન જાગે તેથીરે. જો૦ ૧ જરા રાક્ષસી જોર કરે છે, ફોલાવે ફુજેતી રે, આવી અવધે ઉ-સંકે નહીં, લખપતીને લેતીરે. જો૦ ૨ માળે બેઠા મોજ કરે છે, ખાંતે જોવે ખેતી રે, જમરો ભમરો તાણી લેશે, આકુણ ગાળા સેતીરે. જો૦ ૩ જિનરાજાને શરણે જાઓ, જોરા લોકો જેથીરે; દુનિયામાં દુજો દીસે નહીં, આખર તરશો તેથીરે. જો૦ ૪ દંત પડયાને ડોસો થયો, કાજ સર્યું નહીં કેથીરે; ઉદયરત્ન કહે આપે સમજો, કહીએ વાતો કુતી રે. જો૦ ૫

## ॥ આદિનાથની લાવણી ॥

શ્રી આદિનાથ નિરવાણી નમું એશ ધ્યાની, ભવ જીવ તરણકુ કાજ બણાઈ વાણી. આંકણી. તુમ નાભિરાય કુલધારી બડે અવતારી, ખુલ રહી ખલકમેં ખૂબ કેસરકી કયારી; તુમ મમતા મનકી મારી આતમા તારી, તજ દઈ વિપત વિખયનકી જાનકર ખારી; તુમ કરી મુગત પટરાણી જગતમે જાણી. ભવ૦ ૧ જાણ્યા સુરનર સુખરાસી હુવા હે ઉદાસી, જલ ગઈ જગલ જંજાળ જગતકી ફાંસી તુમ જગતપતિ અવિનાસી મુક્તિકે વાસી, તેરે દરસનસેં સબ દુઃખ દુર ગયો નાશી; પ્રભુ કરી સફળ જીંદગાની એરે મન માની. ભવ૦ ૨ બડે જોતવંત જિનરાજ જગતમેં બાજે, તેરે દરસણ હે સુખદાય સુધારે કાજે; તેરી ધુન ગગનમેં ગાજે સુરપત લાજે, ગલ ગયા ગરવ પાખંડ કામના ભાજે; નાટક નાચે ઈંદ્રાણી અધિક ધુન આણી. ભવ૦ ૩ તેરી મહિમા કહી ન જાવે પાર નહિ પાવે, ગાંધર્વ સુરપત સબ તેરે ગુણ ગાવે; તેરે ચરણાસે લપટાવે સરસ લવ લાવે, નર નાર હિયાકે માંહે ભગતિ તેરી ચ્હાવે; તેરી તૃષ્ણા સબ વીર લાણી મુગતિકુ ઠાંણી. ભવ૦ ૪ મરૂદેવા કુખકા જાયા અમર પદ પાયા, છપન્નં કુમરી નારી મીલિ જસ ગાયા; દુરગતકો દુઃખ વિરલાયા સફળ કરી કાયા, જીનદાસ નિરંજન દેખ શરણ તેરે આયા; સમકિતકી સેજ પીછાણી મળી મોહે ટાણી. ભવ૦ ૫

## ॥ અજીતનાથની લાવણી ॥

શ્રી અજિતનાથ મહારાજ, ગરીબ નિવાજ, જરૂર જિનવરજી; શેવક શિર નામી તને ઉચ્ચારે અરજી. એ આંકણી. ૧ કર માફી મારા વાંક, રઝળીઓ રાંક, અનંતા ભવમેં; આવ્યો છું તાહારે શર્ણ, બળી દુઃખ દવમેં; ક્રોધાદિક ધુત્તા ચાર, ખરેખર ખાર, લગ્યા મુજ કેડે, વળી પાપી માહારો નાથ છેક છંછેડે, આ મુજરો મુજ ભગવાન, કરૂં ગુણગાન, ધ્યાનમાં ધરજી. શેવક૦ ૨ મેં પુરણ કર્યાં છે પાપ, સુણજો આપ, કહું કર જોડી, મુજ ભુંડામાં ભગવાન, ભુલ નહીં થોડી; જીવહીંસા અપરંપાર, કરી કિરતાર, હવે શું કરવું, જુઠું બહુ બોલી, સાચને શું હરવું; તુજ ખોળામાં મુજ શિશ, જાણ જગદીશ, ગમે તે કરજી. શેવક૦ ૩ મેં કર્યાં બહુ કુકર્મ, ધર્યો નહીં ધર્મ, પુરણ હું પાપી, અવળો થઇ તહારી આણ, મેંજ ઉત્થાપી; હું મુરખ નિંદા ઘણી, મુનિવર તણી, કરી હરખાયો, પરદારા દેખી લબાડ હું લલચાયો; કિંકર કહે કેશવલાલ, આણીને વહાલ દુઃખને હરજી. શેવક૦ ૪

## ॥ શાંતિનાથની લાવણી ॥

સુણ શાંતિ શાંતિ દાતાર, જગત આધાર, અચળ જિનવરજી, અચળ જિનવરજી, કિંકર શિર નામી તને સુણાવે અરજી. એ આંકણી. કૈવલ્યપદ જિન તુજ નામ સુણી ગુણ ધામ, હરખ ધરી મનમાં, હરખ ધરી મનમાં, આવ્યો છું તારે શરણ ભમી ભવ વનમાં; ક્રોધાદિક વૈરી ચાર

દિયે બહુ માર, પડયા મુજ કેડે, વળી અર્જિત પુન્ય કદંબકને ફેડે, મુજ દુઃખવારનો અંત, લાવી ભગવંત, તુમ સમ કરજી, તુજ સમ કરજી. કિંકર૦ ૧ મુજ અવગુણને જિનરાજ, માફ કર આજ, કહું કર જોડી, કહું કર જોડી, ભવ અકુપાદથી તાર કર્મને તોડી, મેં પુરણ કર્યાં કુકર્મ ધર્યો નહીં ધર્મ, મર્ત્ય ભવ પામી, મર્ત્ય ભવ પામી વળી અમરતણું અવતાર થયો બહુ કામી, હુવે તુજ વિના જિનનાથ જોડું નહિ હાથ, હરીને હરજી, હરીને હરજી. કિંકર૦ ૨ વાસવ સેવિત ભગવાન કરૂં ગુણગાન, દર્શ દો જિનજી, દર્શ દો જિનજી, તુજ દરિસણમાં જગતીસ મુજ મન લીનજી, તુમ ચરણ જલજની સેવ આપજો દેવ, જગત ઉપગારી, જગત ઉપગારી, પદ પંકજ સેવી તુર્ણ વરૂ શિવનારી, માણિક વંદે તુમ પાય, વિભુ જિનરાય, પાપચય હરજી, પાપચય હરજી. કિંકર૦ ૩

## ॥ કેસરીઆજીની લાવણી ॥

સુનીયોરે બાતા સદાશીવજી, મત ચઢ જાના ભુલ દેવા ગઢપતિ ઉનકા બડા હે ડંકા, મત છેડો તુમે ઉન દેવા; સગતારેપત ચુડાવત બોલે, અમહી નોકર ધન હુકા, હિંદુપત સેં હાથ જોડકર, તીન ભવનમેં હે ટિકા. સુનિયોરે૦ ૧ સરગ મરત પાતાળ સુનીયે, સુરિનર મુનિજન ધાવત હે, ઇંદ્ર ચંદ્ર મુનિ દરસન આવે, મનકી મોજાં પાવત હે. સુનીયોરે૦ ૨ ગયા રાજ ફિન કેસે આવે, નિરધનીયાકું ધન દેવે, બાજ ખીલાવે સુંદર લડકા, સદા સુખી રહે તુમ

સેવે. સુનીયોરે૦ ૩ તારે ઝાઝ સમુદર માંહે, રોગ નિવારે ભવભવકા; ભુપ રંગકો રંગ દીયો હે, ચોરન બંધન હરી દેવા. સુનીયોરે૦ ૪ ધું ધું ધું ધું ધુંસા બાજે, દશો દશ પર હે ડંકા; ભાઉ તાતીયા ચુંકર બોલે, મત બતલાવો બડબંકા. સુનીયોરે૦ ૫ રાણાજી કહે ઉમરાવ વજીરને, માનત નહીં અમ એ બાતાં, તારી કરણી તું પાવેગો, મેં નહીં આવું તુમ સાથાં. સુનીયોરે૦ ૬ મુછ મરોડી ચઢે અભિમાને, ઝેર ભર્યા હે નજરોમેં, રીખભદાસ કહે સાહેબ સચા, દેખ તમાસા ફજરોમેં. સુનીયોરે૦ ૭

## ॥ હોરીઓ. વસંત ॥

વસંત પંચમીને નઉતમ ક્ષેત્ર, લગન લીયો નિરધાર લલના; સઉ સાજન મળી તોરણ આયે, પશુડે માંડયો પોકાર. વસંતર વિવાહ આદર્યો હો. ૧ લીલા પીળા વાંસ રંગાવો, ચોરી ચિતરાવો ચાર લલના; ભાવે તે દેવતા વેદ ભણે છે, મંગળ ગાવે સખિયાં ચાર. વસંત૦ ૨ આઠ ભવની હું નારી તમારી, શોરે અમારો વાંક લલના; ભવો ભવની હું દાસી તમારી, કાળો છે કામણગારો. વસંત૦ ૩ નેમજી હેયામાં ક્રોધે ભરાણા, સંસારમાં નહીં સાર લલના; રથવાળી નેમ ગીરનારે ચાલ્યા, રોતી રહે રાજુલ નાર. વસંત૦ ૪ રાજુલ ચાલ્યાં સંજમ લેવા, જઇ ચડયાં ગઢ ગિરનાર લલના; કર જોડી ગૌતમ પાયે લાગુ, સાચો જે દીન દયાળ. વસંત૦ ૫

રંગ મચ્યો જિનદ્વારરે, ચાલો ખેલીએ હોરી. પાસજી કે દરબારરે. ચાલો૦ ફાગન કે દિન ચારરે. ચાલો૦ એ આંકણી. કનક કચોળી કેસર ઘોળી, પુજો વિવિધ પ્રકારરે. ચાલો૦ ૧ કૃષ્ણાગરકો ધુપ ઘટત હે, પરિમળ બહેકે અપાર રે. ચાલો૦ ૨ લાલ ગુલાલ અબીલ ઉડાવત, પાસજી કે દરબારરે. ચાલો૦ ૩ ભરી પિચકારી ગુલાલકી છીરકો, વામાદેવી કુમારરે. ચાલો૦ ૪ તાલ મૃદંગ વેણુ ડફ બાજે, ભેરી ભુંગળ રણકારરે. ચાલો૦ ૫ સબ સખિયન મિલી ધુંવાર સુનાવત, ગાવત મંગળ સારરે. ચાલો૦ ૬ રત્નસાગર પ્રભુ ભાવના ભાવે, મુખ બોલે જયકારરે. ચાલો૦ ૭

॥ ગહુંળી ૧ લી ॥

જીરે જિનવર વચન સોહંકરું, જીરે અવિચળ સાસન વીરરે; ગુણવંતા ગિરૂઆ, વાણી મીઠીરે માહાવીર તણી. જીરે પર્ષદા બાર મળી તિહાં, જીરે અરથ પ્રકાશે ગુણગંભીરરે; ગુણવંતા ગૌતમ, પ્રશ્ન પુછેરે મહાવીર આગળે. ૧ જીરે નિગોદ સ્વરૂપ મુજને કહો, જીરે કેમ એ જીવવિચાર રે; ગુ૦ વા૦ જીરે મધુર ધ્વનિયે જગગુરૂ કહે, જીરે કરવા ભવિક ઉપકારરે. ગુ૦ વા૦ જીરે રાજ ચૌદ લોક જાણિયે, જીરે અસંખ્યાતા જોજન કોડાકોડીરે; ગુ૦ વા૦ જીરે જોજન એક એમાં લીજીયે, જીરે લીજીયે એક એકનો અંશરે. ગુ૦ વા૦ ૩ જીરે એક નિગોદે જીવ અનંત છે, જીરે પુદ્‌ગલ પરમાણુંઆ અનંતરે; ગુ૦ વા૦ જીરે એક પ્રદેશે જાણીયે, જીરે પ્રદેશે વર્ગણા અનંતરે. ગુ૦ વા૦ ૪ જીરે અસંખ્ય

ગોળા સંખ્ય છે, જીરે નિગોદ અસંખ્ય ગોળા શેષરે; ગુ૦ વા૦ જીરે પરમાણુઆ પ્રત્યે ગુણ અનંત છે, જીરે વરણ ગંધ રસ ફરસરે. ગુ૦ વા૦ ૫ જીરે લોક સકલમય ઇમ ભર્યો, જીરે કહે ગૌતમ ધન્ય તુમ જ્ઞાનરે; ગુ૦ વા૦ જીરે એવા ગુરૂની આગળ ગહુંઅલી, જીરે ફતેશિખર અમૃતશિવની શ્રેણીરે. ગુ૦ વા૦ ૬

॥ ગહુંળી ૨ જી ॥

સખી સરસ્વતિ ભગવતિ માતારે, કાંઇ પ્રણમીજે સુખશાતારે; કાંઇ વચન સુધારસ દાતા, ગુણવંતા સાંભળો વીર વાણીરે. કાંઇ મોક્ષતણી નિશાણી. ગુ૦ ૧ એ આંકણી. કાંઇ ચોવીસમા જિનરાયારે, સાથે ચૌદસહસ મુનીરાયારે જેહના સેવે સુરનર પાયા. ગુ૦ સાં૦ ૨ સખી ચતુરંગ ફોજા સાથરે, સખિ આવ્યા શ્રેણિક નર નાથરે; પ્રભુ વંદીને હુઆ સનાથ. ગુ૦ સાં૦ ૩ બહુ સખિયો સંયુત રાણીરે, આવી ચેલણા ગુણ ખાણીરે; એતો ભામંડલમાં ઉજાણી. ગુ૦ સાં૦ ૪ કરે સાથીઓ મોહનવેલરે, કાંઈ પ્રભુને વધાવે રંગ રેલરે; કાંઇ ધોવા કર્મના મેલ. ગુ૦ સાં૦ ૫ બારે પર્ષદા નિસુણે વાણીરે, કાંઈ અમૃતરસ સમ જાણીરે; કાંઇ વરવા મુક્તિ પટરાણી. ગુ૦ સાં૦ ૬

સાત વાર.

આદિતે અરિહંત અમ ઘેર આવોરે, મારા શ્યામ સલુણા નેમ દિલમાં લાવોરે. ૧ સોમે તે શુભ શણગાર સ-

જીએ અંગેરે, મારા જુગજીવનની સાથ રમીએ રંગેરે. ૨ મંગળ શુભ દિન આજ મંગળ ચારૂરે, કાંઇ નવભવ કેરો સ્નેહ હું સંભારૂરે. ૩ બુધ ઘેર આવો નાથ બુદ્ધિના બળીઆરે, પ્રભુ એક સેહેંસ ને આઠ લક્ષણ ભરિઆરે. ૪ ગુરૂ ગિરવા ગુણવંત શિવાદેવીનારે, કાંઇ સમુદ્રવિજય કુળ ચંદ નેમ નગીનારે. ૫ શુક્ર શેહેસાવન ચાલો સજનીરે, મારે સમય થયો પ્રભાત વિતી રજનીરે. ૬ શનિશર સંજમ લીધ પ્રીત વધારીરે, દાનું પામ્યા પરમાનંદ નેમ ને નારીરે. ૭ મુળચંદ કહે એમ આશા ફળશેરે, જે નિરમળ પાળે શીયળ ભવજળ તરશેરે. ૮ અમે નમીએ નેમી જીણંદ ગઢ ગિરનારરે, રાણી રાજુલ જુવે વાટ સાતે વારેરે.

## ગરબી.

ચાલો સખીયો મમ સાથ, જિન ઘર જઇએરે; અવલોકી આદિનાથ, પાવન થઇએરે. ૧ મોહન મરૂદેવી નંદ, જગ જયકારીરે; જસુ વદન પુનમનો ચંદ, જાઉં બલિહારીરે. ૨ કંચનગિરિ હરી જિનરાજ, જઈ નવરાવેરે, કરવાને આતમ કાજ, સચી હુલરાવેરે. ૩ વિનિતા નગરીનો રાય, હરખું નિરખીરે, પણ છે સત ધનુષની કાય, સોવન સરખીરે. ૪ હમ દિલ વશીયા એ દેવ, રંગ રસિલારે; જસ સુરવર સારે શેવ, છેલ છબિલારે. ૫ સ્વામિ શિવરમણીના કંથ, કામણગારારે, સુખ આપો સાદી અનંત; પુરણ પ્યારારે. ૬ પ્રભુ પુરણ પુન્ય પસાય, અમે દીઠુંરે; આ હરખ મનમાં ન માય, લાગે મીઠુંરે. ૭ રમઝમ કરી જિન ગુણ

રાસ, રમીએ રંગેરે. આવો જીનજી આવાસ સખીઓ સંગેરે ૮ પુજો હરિહર શિરતાજ, કેસર ઘોળીરે; અંબોડા લઇએ આજ, સેયર ટોળીરે. ૯

અવધુ સુતા કયાં ઇસ મઠમેં. એ ટેક. ઈસ મઠકા હૈ કુવન ભરોંસા, પડ જાવે ચટપટમેં. અવધુ૦ ૧ છિનમેં તાતા છિનમેં શીતળ, રોગ શોક બહુ મઠમે. અવધુ૦ ૨ પાની કિનારે મઠકા વાસા, કવન વિશ્વાસ એ તટમેં. અવધુ૦ ૩ સુતાં સુતાં કાળ ગમાયો, અજહુ ન જાગ્યો તું ઘટમેં. અવધુ૦ ૪ ઘટકી ફેરી આટો ખાયો, ખરચી ન બાંધી વટમેં અવધુ૦ ૫ ઈતની સુની નિધિ ચારિત્ર મિલકર, જ્ઞાનાનંદ આયે ઘટમેં. અવધુ૦ ૬

## મહાવીરસ્વામીનું હાલરીયું.

છાનો મોરા છ'મ, છાનો મોરા વીર; પછે તમારી દોરી તાણું, મહાવીર કુંવર ઝુલે પારણીએ ઝુલે. ટેક. હીરના છે દોર, ધુમે છે મોર; કોયલડી સુર નારી. મહાવીર૦ ૧ ઇંદ્રાણી આવે, હાલણ હુલણ લાવે; વીરને હેતે કરી હુલરાવે. મહાવીર૦ ૨ સુંદર બેહેની આવે, આભુષણ લાવે; ખાજાં રૂડાં લાવે, મોતીચુર ભાવે; વીરને હેતે કરી જમાડે. મહાવીર૦ ૩ વીર મ્હોટા થાશે, નિશાળે ભણવા જાશે; એમ ત્રિસલામાતા હરખાશે. મહાવીર૦ ૪ નંદિવર્ધન આવે, રાણી રૂડી લાવે; વીરને હેતે કરી પરણાવે. મહાવીર૦ ૫ વીર મ્હોટા થાશે, જગતમાં ગવાશે; એમ કાંતિ વિજય ગુણ ગાશે. મહાવીર૦ ૬

## આરતી.

જય જય આરતી આદિ જિનંદા, નાભીરાયા મારૂ દેવીકો નંદા, પેહેલી આરતી પુજા કીજે, નરભવ પામીને લાહો લીજે. જે૦ ૧ દુસરી આરતી દીન દયાળા, ધુળેવ નગરમાં જગ અજવાળ્યા. જે૦ ૨ તીસરી આરતી ત્રીભુવન દેવા સુરીનર ઇંદ્ર કરે તોરી સેવા જે૦ ૩ ચોથી આરતી ચૌગતિ ચુરે, મન વંછીત ફળ શીવ સુખ પૂરે જે૦ ૪ પંચમી આરતી પુન્ય ઉપાયા, મૂળચંદ રીખબ ગુણ ગાયા જે૦ ૫

## મંગળદીવો.

દીવો દીવો મંગલિક આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દી૦ સોહામણું ઘેર પર્વ દીવાળી, અમર ખેલે અમરા બાળી દી૦ દીપાળ ભણે એણે કુળ અજુઆળી, ભાવે ભગતે વિઘન નિવારી દી૦ દીપાળ ભણે એણે કળી કાળે, આરતી ઉતારી રાજા કુમારપાળે દી૦ અમઘેર મંગલિક તમઘેર મંગલિક, મંગલિક ચતુર્વિધ સંઘને હોજો દી૦

## ઓચ્છવ.

ઓચ્છવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે;
કલ્યાણ ઓચ્છવ કીયો, ચડતે પરીણામે.
સતવર્ષ આયુ જીવીને અક્ષય સુખ સ્વામી;
તુમ પદ સેવા ભક્તિમાં, નહીં રાખું ખામી,
સાચીરે ભકતે સાહેબા, રીઝો એક વેળા;
શ્રી શુભવીર હોવે સદા, મન વંછીત મેળા.

